ધી ગુજરાત ઑરીએન્ટલ
બુક ડીપો.

અમદાવાદ.

# નામદાર શેહેનશાહ

## પાંચમા જ્યોર્જનું જીવન ચરીત્ર,

કી: ૦-૧-૩

# નામદાર શાહેનશાહ પાંચમા જ્યૉર્જનું જીવન ચરિત્ર.

આવૃત્તિ ૩ જી. પ્રત ૨૦૦૦.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. પોપટલાલ મગનલાલ.

ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો.

રતનપોળના નાકે—અમદાવાદ.

સને ૧૯૧૩ કિંમત રૂ. ૦-૧-૩.

# પ્રસ્તાવના.

આ લઘુ લેખને લાંબી પ્રસ્તાવનાની જરૂર નથી. નામદાર શહેનશાહના જીવનનું ટુંક કથન પ્રત્યેકને લાભદાયક છે. ઉદ્ગરતી પ્રજામાં રાજભક્તિના અંકુરો નાખવા તથા વિકસાવવા આવો નાનકડો ગ્રંથ ઉપયોગી થઈ પડશે એવી આશા છે. એ તયાર કરવામાં મુખ્ય સહાય હાલ પ્રસિદ્ધ થએલા ઈ. મેજર કૃત "પાંચમા જ્યૉર્જ, રાજા અને શહેનશાહ" તથા મુંબઈના પ્રસિદ્ધ પત્ર "ટાઈમ્સ ઑવ્ ઇન્ડિઆ" ના ખાસ પ્રતિનિધિ સ્ટેન્લીરીડ કૃત હિંદનો "બાદશાહી પ્રવાસ" માંથી લીધેલી છે. એ ઉપરાંત અંગ્રેજી માસિકો તથા પત્રોનો કંઈક ઉપયોગ થયો છે. અન્ય પ્રકીર્ણ લેખો કોઈ કોઈ સ્થળે મદદગાર થઇ પડયા છે. એ સર્વનો આ સ્થળે આભાર માનવામાં આવે છે. ટુંકામાં જે ઉદ્દેશથી યોજકે કામ માથે લીધું અને પ્રકાશકે તે પ્રસિદ્ધિમાં મૂકયું તે અલ્પાંશે પણ સફળ થાય તો ઉભયનો શ્રમ કૃતાર્થ થયો ગણાશે. આ લેખ સંબંધી સૂચનાનો ઉપકારપૂર્વક સ્વીકાર થશે અને અન્ય આવૃત્તિ કહાડવાનો પ્રસંગ આવે તેનો યથોચિત ઉપયોગ થશે.



નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જ.

## દોહરા.

પરમેશ્વરને પ્રણમીને, માગું વારંવાર;
શહેનશાહ શ્રીજ્યૉર્જનો, થાજો જય જયકાર. ૧
ગ્રેટ બ્રિટનના અધિપતિ, બહાદુર ને બળવંત;
યશ કિર્તન કોડે કરૂં, ઉર ધરી હર્ખ અનંત. ૨
રાજ્યારૂઢના હર્ષમાં, થવા અધિક આનંદ;
જય જયકાર પ્રવર્ત્તવા, સર્વ સ્થળે સુખ કંદ. ૩
ઓગણીસેં અગિઆરમાં, શુભ ડિસેમ્બર માસ;
પવિત્ર બારમી તારીખે, ઉર વાધ્યો ઉલ્લાસ. ૪
પુરાતની રીતે ધર્યો, રાજ મુકુટ ભલી ભાત;
દિલ્હીનો આ દિવસ તો, પૃથ્વીમાં પ્રખ્યાત. ૫
ભૂપતિઓ સમિપે ભર્યો, ભવ્ય રૂડો દરબાર;
નિર્વિઘ્ને પૂરો કરો, જય જય જગ કરતાર. ૬
શ્રીજ્યૉર્જ મહારાજનો, મહિમા અપરંપાર;
રાજ્ય ભક્તિના ભાવથી, વર્ણવું હું આ વાર. ૭

---

## રાગ માણીગરના ગરબાનો.

માણીગર મ્હોલે પધારો ( એ રાગ. )

શ્રી પાંચમા શહેનશાહ, જ્યૉર્જની જાહો જલાલી;
દિલ્હીમાં ભરી દરબાર, ભૂપતિયો સમિપે ઉજાળી. ટેક.
ઉત્સવ આવ્યો અતિ ઘણો, આજ અમારે અંગ;
કુળ દિપક નૃપ આપનો, જોઇ રાજ્યારૂઢનો પ્રસંગ. જ્યૉર્જની. ૧
પ્રેમે લખી કંકોતરી, મોકલી ગામે ગામ;
દેશો દેશના ભૂપતિ, ઘણા તેડાવ્યા નિજધામ. જ્યૉર્જની. ૨

રાજકુમારો રાજ્યના, મુસદ્દિયો ને અમીર;
શ્રીમંત શેઠો નોતર્યા, કાજુ કુલિન શાણા વીર. જ્યૉર્જની. ૩
મંગળ રચિયો માંડવો, મંગળ પળ મોઝાર;
હાંડી ઝુંમર ઝુલતાં, દિપમાળા દિપે હારો હાર. જ્યૉર્જની. ૪
બેઠક બહુ શોભિત કરી, સન્મુખ સિંહાસન;
શી ખામી હોય તેહને, જેને પરમેશ્વર છે પ્રસન્ન. જ્યૉર્જની. ૫
પુરાતની રીતે ધર્યો, રાજ મુકુટ ભલી ભાત;
દિલ્હીના આ દિવસ તો, આખી પૃથ્વીમાં પ્રખ્યાત. જ્યૉર્જની ૬
તારા મંડળમાં શશિ, દેવો માંહી સુરેશ;
તેમ સભામા શોભતા, શાણા ગ્રેટ બ્રિટનના નરેશ. જ્યૉર્જની. ૭
કવિ કોવિદ કવિતા કહે, ઉર વાધે ઉછરંગ;
વાજાં વિધ વિધ ભાતનાં, જણાવે છે અધિક આનંદ. જ્યૉર્જ. ૮
હર્ખ્યો હિંદુસ્તાન બહુ. પસર્યો આનંદ પૂર;
બાળ વૃદ્ધ નર નારીને, વાધ્યો ઉમંગ અતિશય ઉર. જ્યૉર્જની. ૯
દેશી રાજ્યો સહુ, હૃદય થઇ રળિઆત;
ધર્મ પોતાનો ધારીને, ભાવે ભેટ ધરે ભલીભાત. જ્યૉર્જની. ૧૦
સદાકાળ અમ ઉપરે, અવિચળ રહેજો રાજ;
ઇશ્વર પાસે માગીએ, હસ્ત જોડીને સહુ સમાજ. જ્યૉર્જની. ૧૧
ઉમાદત્ત ઉમંગથી, આશિષ દે આ વાર;
શહેનશાહ શ્રીજ્યૉર્જનો, થાજો જગતમાં જયજયકાર.
જ્યૉર્જની. ૧૨

બ્રિટિશ રાજ્યની બલિહારી અને જાહોજલાલી ગ્રંથના કર્ત્તા.



# શહેનશાહ પાંચમા જ્યૉર્જનું જીવન ચરિત્ર

## પ્રકરણ ૧.

### જન્મ અને બાલ્યાવસ્થા.

મહાપુરુષોનાં ચરિત્રો બોધદાયક હોય છે. પ્રત્યેક પ્રજાનો ઇતિહાસ તેના મહાપુરુષોનાં જીવનનો બનેલો છે. દરેક દેશમાં પ્રાચીન સમયથી રાજાઓના ઉપર પ્રજાનો પ્રેમ અધિક હોય છે, અને જોકે હાલના સમયમાં લોક સત્તા આગળ પડતી દેખાય છે, તોપણ મનુષ્યજાતિના મોટા ભાગમાં પોતાના રાજ્યકર્ત્તા તરફ વિશેષ માન અને મમતા હોય છે. રાજામાં દૈવી અંશ છે, એમ ઘણી પ્રજા માને છે. એક પ્રસિદ્ધ આર્યસ્મૃતિકાર કહે છે કે "રાજા કાલનું કારણ છે." રાજાના ગુણોનું પ્રજા બહુધા અનુકરણ કરે છે, એ સિદ્ધાન્ત સર્વમાન્ય છે. એક રોમન શહેનશાહે કહ્યું છે કે લોકચારિત્ર રાજકર્ત્તાના દૃષ્ટાન્તથી બંધાય છે, અને રાજશાસન કરતાં તેના જીવનના આદર્શમાં અધિક શક્તિ હોય છે. રાજસત્તા અને રાજમહિમા સર્વ સ્થળે પ્રજાને આકર્ષે છે, અને મોહિત કરે છે. રાજાજ પ્રજાના આનંદનું કેન્દ્રસ્થાન છે. રાજ્યના દરેક મહાન્ પ્રસંગે જનસમૂહની દૃષ્ટિ રાજા તરફજ વળે છે. આવા અને અન્ય કારણોને લીધે રાજકર્ત્તાના જીવનવૃત્તાન્તોનું અધ્યયન આવશ્યક છે. તેના અભ્યાસથી પ્રજાની વૃત્તિ રાજભક્તિ તરફ દોરાય છે, અને દૃઢ થાય છે. આર્યાવર્ત્તમાં પ્રજા રાજાને દેવ તરીકે પૂજતી આવી છે. રાજભક્તિ એ આર્ય પ્રજાનો મોટો ગુણ છે. પ્રાચીન આર્ય કવિઓએ

રાજાઓના યશનું ગાન ગાયું છે. રાજભક્તિ માત્ર સજાતીય રાજા તરફ ઉભરાઈ હોય એમ નથી. વિદેશીય રાજકર્ત્તાઓ પ્રતિ પ્રજાનો ભક્તિભાવ એક સરખોજ રહ્યો છે. મુસલમાન પાદશાહો તરફ પ્રજાની પ્રેમભાવનાના દૃષ્ટાન્તો આપણને ઈતિહાસમાંથી મળી આવે છે. જગન્નાથ પંડિતે મુગલ શહેનશાહની ઘણી પ્રશંસા કરી છે. આપણા અંગ્રેજી રાજકર્ત્તા તરફ સમસ્ત પ્રજાનો ભક્તિભાવ કેવો છે એ સર્વને સુવિદિત છે. રાજનેજેમથી મહારાણી વિકટોરિયા અને તેમના પ્રતાપી પુત્ર મહારાજા સાતમા એડવર્ડ તરફ લોક લાગણી કેવી હતી તે તેમના મરણ સમયે જણાઇ આવી છે; અને આધુનિક શહેનશાહ નામદાર પાંચમા જ્યાર્જ તરફ તેવીજ કાયમ રહેશે એ નિર્વિવાદ છે. આ બધા હેતુથી આધુનિક મહારાજાના જીવનનો હેવાલ, તેમનું ચરિત્ર, તેમનાં ધર્મપત્ની રાજમાતા મેરીનાં લક્ષણો, તથા બ્રિટિશ રાજથી થતા ફાયદા એ સર્વની સંક્ષિપ્ત નિરીક્ષા કરવાનો અત્ર ઉદ્દેશ છે; એથી આપણી રાજભક્તિ વધારે ગાઢ થશે, અને રાજાપ્રજાનો સંબંધ વધારે નિકટ થશે.

આપણા નામદાર શહેનશાહનો જન્મ તા. ૩ જી જુન સન ૧૮૬૫ માં થયો હતો. એ દિવસ અંગ્રેજી ઇતિહાસમાં માંગલિક દિવસ લેખાય છે, કારણ કે બસેં વર્ષ ઉપર એજ દિને બીજા જેમ્સ રાજાના સમયમાં અંગ્રેજી નૌકાસૈન્યે દરિઆઈ લડાઇમાં લોએસ્ટોફ્ટ આગળ ડચ લોકોનો પરાભવ કર્યો હતો. મહાન્ આલફ્રેડના સમયથી ઇંગ્લંડની ચઢતીનો પાયો તેના દરિઆઇ બળપર રહેલો છે, ઇંગ્લંડના ઘણા નૃપતિઓ નૌકાસૈન્યમાં દાખલ થએલા હતા, અને તેના શિક્ષણનો સારો

અનુભવ લીધેલો હતો. ચોથા વિલિયમ રાજા "નાવિક-નૃપતિ" ઉપનામથી ઓળખાતા હતા. જ્યાં રાજ્યનું બળ નૌકાસૈન્યમાં રહેલું છે, જ્યાં રાજાઓ નૌકાશાસ્ત્રનું શિક્ષણ લેવામાં આનંદ માને છે, અને પૂર્વ રાજકર્ત્તાઓના આકર્ષક દૃષ્ટાન્તો તેમને તે તરફ પ્રેરે છે, ત્યાં રાજકુટુંબના કોઇને પણ નૌકાશાસ્ત્રની તાલીમ આપવી, એ સામાન્ય નિયમ થઇ પડ્યો છે. આ કારણથી આપણા નામદાર શહેનશાહને નૌકાસૈન્યનું શિક્ષણ આપવાની યોજના થાય એ સ્વાભાવિક છે. માતૃપક્ષ તરફથી તેમના પિતામહ નાવિક-રાજા તરીકે પ્રસિદ્ધ હતા. પિતૃપક્ષ તેમજ માતૃપક્ષ તરફના તેમના કાકા મામા નૌકાસૈન્યમાંજ' હતા. બાલ્યાવસ્થામાં એમનું નિવાસસ્થાન નોરફોક પરગણામાં હતું. જ્યાં ઇંગ્લાંડના મહાન્ નૌકાવીર નેલસનનો જન્મ થયો હતો. સેન્ડરીંગહામના ધર્માધ્યક્ષને રાજકુમારો સાથે ઘણો પરિચય હતો, અને તેણે ડયુક ઑાવ એડિનબર્ગને નૌકાશાસ્ત્રમાં તાલીમ આપી હતી, તેથી રાજકુમારને દરીઆ સંબંધી વાર્ત્તાઓ તે કહેતા. આવા સંસ્કારોથી રાજકુમારનું લક્ષ દરિઆઇ કેળવણી ઉપર દોરવાય એ કંઇ નવાઇ જેવું નથી.

રાજપુત્રોને તેમના દરજ્જાને અનુકુલ પડે એવી ઉંચા પ્રકારની કેળવણી આપવી જોઇએ. પ્રસિદ્ધ નવલકથા કાદમ્બરીમાંથી આર્યાવર્ત્તના રાજપુત્રોનું શિક્ષણ કેવા પ્રકારનું હતું તે આપણે સારી રીતે જાણીએ છીએ. સાંપ્રતકાળમાં એ સંસ્થા છિન્ન ભિન્ન થઇ ગઈ છે; પણ પાશ્ચાત્ય પ્રજા તે યથાર્થ સમજે છે અને તે અક્ષરશઃ પાળે છે. આપણા મરહુમ મહારાજા સાતમા એડવર્ડના જીવનચરિત્ર ઉપરથી માલમ પડે છે કે

એમના પિતા ભલા પ્રિન્સ આલબર્ટે એમની કેળવણી પરત્વે બહુપરિશ્રમ લીધો હતો. મહાન્ શિક્ષા શાસ્ત્રીઓ સાથે લાંબો વખત સુધી મસલત ચલાવી શિક્ષણ સંબંધી યોગ્ય વ્યવસ્થા કરી હતી. પણ પોતાને જે શિક્ષણ મળ્યું હતું તે પદ્ધતિમાં કેટલીક ખામીઓ જણાયાથી પોતાના પુત્રને એવા દોષોથી ખમવું ન પડે તે માટે તેમની શિક્ષણ પદ્ધતિમાં કંઇક ફેરફાર કર્યો હતો. સાતમા એડવર્ડ રાજાની કેળવણીમાં જર્મન તત્ત્વ વિશેષ હતું. શિક્ષણનાં સાધાનોમાં માત્ર ગ્રન્થો ઉપરજ ખાસ આધાર રાખવામાં આવતો. સખત અંકુશથી રાજકુટુંબના માણસો સાથે છુટથી સંસર્ગ થતો નહિ. શરૂઆતથીજ સ્વાશ્રયી કરવાના હેતુથી, તથા કાર્યની જોખમદારી માથે નાખવાથી ચારિત્ર સ્વતન્ત્રનો તેમનામાં જોઇએ તેવો વિકાસ થયો નહતો. વિદેશીય શિક્ષણપદ્ધતિ કરતાં સ્વદેશીય પદ્ધતિ વધારે અનુકુલ પડે છે, એ સિદ્ધાન્ત સ્વીકારી, પોતાના પુત્રના શિક્ષણમાં જર્મનતત્ત્વ દાખલ કર્યું ન હતું.

એમના વડીલ બન્ધુ **પ્રિન્સ આલબર્ટ વિકટર** તા. ૮મી જાન્યુઆરીને દિવસે ઈ. સ. **૧૮૬૪** માં જન્મ્યા હતા, અને "પ્રિન્સ એડી" ના લાડકવાયા નામથી ઓળખાતા હતા. બંને ભાઇઓની વયમાં સહેજ તફાવત હતો, અને રાજકુમાર જ્યૉર્જની શારીરિક સંપત્તિ ઉત્તમ હોવાથી તેઓ જ્યેષ્ઠ બન્ધુના બરોબરીઆ હતા. આ કારણને લીધે ઉભયનું ગૃહશિક્ષણ સાથેજ ચાલતું. તેઓનું ગૃહજીવન સુખમય હતું અને તેમાં કંઇ પણ કૃત્રિમતા ન હતી. તેમના પિતા પોતાની જાગીર નૉરફોકમાં રહેતા ત્યાં તેઓ ખેતીવાડીના કામકાજમાં તથા

ઢોર ઉછેરવામાં ઘણો રસ લેતા. ઘણાખરા ખેડુતોને જાતે ઓળખતા, શિકાર કરવા જાય ત્યાં અથવા સરતના મેદાનમાં તેઓ બધાને છુટથી મળતા, અને જ્યારે કોઇ પરિચિત માણસ મળે, ત્યારે તેમની જોડે હાસ્યવદનથી મધુર વાણીથી વાતચિત કરતા, ઘરમાં પણ સાદાઈ અને ભલાઇ જોવામાં આવતી. ગૃહજીવનમાં શિષ્ટાચારનો આડંબર તેમજ કોઇ પણ પ્રકારનો સંકોચ જોવામાં આવતો નહિ. આ પ્રમાણે ગૃહસંસ્કારની ઉત્તમ છાપ બાલ્યાવસ્થામાં કુમારો ઉપર પડવાથી તેઓ માયાળુ, વિવેકી, સરળ હૃદયવાળા, અને આનંદી થયા.

## પ્રકરણ ૨.

### કુમારનું શિક્ષણ.

ગૃહશિક્ષણ સમાપ્ત થતાં જાહેર કેળવણી આપવાનો સમય થયો હતો. શાળામાં કેળવણી ન આપતાં દરિઆઇ કેળવણી આપવાનું નક્કી થયું. ઇ. સ. ૧૮૭૭ માં જ્યારે મહારાજા જ્યોર્જની ઉમર માત્ર બાર વરસની હતી, ત્યારે તેમને તેમના જ્યેષ્ઠ બન્ધુ સાથે “ બ્રિટેનિઆ ” બારકસ ઉપર નૌકાશાસ્ત્રની તાલીમ લેવા મૂકવામાં આવ્યા. દરિઆઈ બારકસ ઉપરની જિંદગી સખત હોય છે. રાજકુમારોને વાસ્તે સુવાની જુદી ગોઠવણ કરવામાં આવી હતી; એ સિવાય બીજી વ્યવસ્થામાં કશો ફેરફાર કરવામાં આવ્યો ન હતો. ભોજન અને સહેજ આરામના સમય બાદ કરતાં આખો વખત સવારના સાડા છથી રાતના સાડા નવ સુધી કામ કરવું પડતું. તેઓના ખાસ શિક્ષક તરીકે મિ. ડાલેસને

નીમ્યા હતા. તેમની પાસેથી તેઓ સંપૂર્ણ વિદ્યા પ્રાપ્ત કરી શકયા. રાજકુમાર જ્યોર્જ મુખ્યત્વે કરીને ઉત્સાહી હતા, અને નૌકા-શાસ્ત્રની પૂર્ણ માહીતી મેળવવા જે અભ્યાસ જરૂરનો છે, તે કરવા તેમનામાં કુદરતી યોગ્યતા હતી; અને દરિઆઈ ધંધો ગ્રહણ કરવાની તેમની તીવ્ર ઇચ્છા હતી. હોડીઓની સરતમાં તેમણે વખતો વખત ઇનામ મેળવ્યાં; તેથી તેમની ચાલાકીનાં વખાણ થતાં. પોતાની સાથે વડીલ બન્ધુ હતા, તેમને માથે કોઈ સારા ગૃહસ્થ આવે તો તેને સત્કાર આપવાનું કામ પડતું પણ રાજકુમાર જ્યોર્જથી પોતાના કાર્યમાંથી મુક્ત થવાતું ન હતું, એક વખતે કેટલાએક મોટા જાપાનીસ અમલદારોને નાસ્તો લેવા નોતર્યા હતા. તે વખતે તે કાર્ય પૂરૂં થતા પહેલાં રાજકુમાર જ્યોર્જને ચાલ્યા જવું પડયું; કારણ કે તેમને તરતજ નાકાક્રીડામાં ભાગ લેવાનો હતો. રાજકુમારને દરિ-આઈ બારકસ ઉપર કેવું સખત કામ કરવું પડતું હતું તેનો જાણવા જોગ દાખલો અહીં નોંધવા યોગ્ય છે. એક સમયે તર્કીશ પાદશાહને રાજકુમારને જોવાનું મન થયું. પણ જ્યારે બારકસ ઉપર આવ્યા ત્યારે તેમણે શાહજાદાને મજુરી કરતાં જોયા; અને તેનું મોં અને કપડાં કાળાં પડી ગએલાં હતાં. આ પ્રમાણે "બ્રિટાનિઆ" ઉપર તેમની કેળવણી ચાલતી હતી; અને તે બે વર્ષ પછી પૂર્ણ થઈ. નાની વયમાં સખત કામ કરવું; બારકસના ઉપર કામ કરતા માણસો સાથે ભેદ વિના ભળી જવું; કાર્યની જોખમદારી માથે લેવી; અને અધિ-કારીના તાબામાં રહી સંતોષપૂર્વક કામ કરવું; આવી દરિઆઇ કેળવણીની વ્યવસ્થાથી રાજકુમારને સર્વ જાતના માણસો સાથે હળીમળીને કામ કરવાની ટેવ પડી.

હવે તેમને અધિક કેળવણી આપવાના હેતુથી લાંબી મુસાફરીએ મોકલવાનું ઠર્યું. તેમના શિક્ષક તરીકે રેવ. જૉન ડાલ્ટનને નીમ્યા. ઇ. સ. ૧૮૭૯ ના સપ્ટેંબર માસમાં તેઓ દરિઆઇ બારકસ “ બેકેન્ટીમાં ” મુસાફરીએ નીકળ્યા. પ્રથમની મુસાફરીમાં જીબ્રાલ્ટર, મિનોરકા, પાલર્મો, મેસીના, તથા આફ્રિકાને કિનારે મદીરા, કેનેરીબેટ, વેસ્ટ ઇન્ડિઝ ટાપુમાં ત્રીનીદાદ, જમૈકા, બારબેડોસ, સેન્ટલુશીઆ માર્ટિનીક, ઉરૂગ્વે વગેરેમાં થઇ પાછા ફર્યા. બે માસ ઇંગ્લન્ડમાં ગાળ્યા પછી ફરી લાંબી મુસાફરીએ જવાની ગોઠવણ થઇ. આ મુસાફરીમાં તેઓએ લગસગ આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી.

આફ્રિકામાં કેપ ડી વર્દના ટાપુને રસ્તે થઈને દક્ષિણ અમેરિકામાં મોન્ટિવીદીઓ, ફૉકલન્ડ બેટ વગેરે સ્થળે મુકામ કર્યો હતો. ત્યાંથી ફરી કેપ ઑાવ ગુડ હોપને રસ્તે થઈને આસ્ટ્રેલિઆ તરફ વળ્યા; અને ત્યાંનાં મુખ્ય શહેરો ઍડીલેડ, મેલબોર્ન, સિડની, બ્રિસ્બેન વગેરેની મુલાકાત લીધી. તે સમાપ્ત કરી જાપાન, શેંગાઈ, સિંગાપોર, અને સિલોન ગયા. પૂર્વ તરફનો પ્રવાસ પૂરો કરી, સુએઝની નહેરને માર્ગે થઈ ઇજીપ્ત, પેલેસ્ટાઇન, અને ગ્રીસમાંનાં અગત્યનાં સ્થળો જોઈ જીબ્રાલ્ટર થઇને ૧૮૮૨ ના ઑાગસ્ટમાં તેઓ સ્વદેશ પાછા આવ્યા. આ મુસાફરીમાં દરિઆઈ તાલીમ ઉપરાંત તેમનો બીજો અભ્યાસ ચાલુ હતો. ફ્રેંચ શિક્ષક પાસેથી ફ્રેંચ ભાષાનો સારો અભ્યાસ કર્યો. નૌકાવિદ્યાના શિક્ષક પાસેથી ગણિત શીખતા; અને રાજકુમાર જ્યોર્જની એ વિષયમાં તીક્ષ્ણ બુદ્ધિ જોઇને તેણે એવો ઉંચો મત બાંધ્યો કે તેઓ ગણિતની સૌથી ઉંચી પરીક્ષામાં બેસવા યોગ્ય હતા.

આ પ્રવાસમાં તેમને જાણવાનું અને જોવાનું ઘણું મળ્યું, અને તેમના જ્ઞાનમાં ઘણો સારો વધારો થયો. જે જે સ્થળે જતા ત્યાંની રમત ગમતો, શિકાર, વેપાર, ઉદ્યોગ, અને અન્ય વિષયો સંબંધી બને તેટલું જ્ઞાન સંપાદન કરવા ચૂકતા નહિ. આ મુસાફરીમાં બનેલી હકીકતની નોંધ તેઓ રાખતા, અને કોઇ કોઈ સ્થળે જે વિવેચન કર્યું છે, અને ઉદ્‌ગારો કાઢયા છે તે ઉપરથી કુમારના વિચારો અને ચારિત્ર વિષે આપણને સારો ખ્યાલ આવે છે. દૃષ્ટાન્ત તરીકે સેન્ટલુશીઆ અને માર્ટિનીક ટાપુ વચ્ચે થઇને પસાર થતાં બ્રિટિશ નાવિકોએ ત્યાં સમુદ્ર ઉપર જે વિજય મેળવ્યો હતો, તે યાદ કરતાં તેમનામાં દેશભક્તિ પ્રગટી નીકળી હતી વળી જે બેટો નૌકાવીરોએ અમૂલ્ય જિંદગીનો ભોગ આપી પ્રાપ્ત કર્યા છે, તેમની સારી સભાળ રાખવી એ આપણી ફરજ છે. એમ જાહેર કરી રાજ્યની જોખમદારી કેટલી છે તે પોતે યથાર્થ સમજે છે તે આપણને સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. તેમજ ‘જમેકા’ બેટમાં પોર્ટ રૉયલ બંદરમાં દારૂનાં પીઠાં અને દુરાચારનાં સ્થાનો વિષે સાંભળ્યું; તે ઉપરથી તેઓને વિચાર થયો કે સરકારે આ સર્વ ખરીદ કરીને સળગાવી મૂકવું જોઇએ. પાછળથી એ સર્વ ધરતીકંપથી નાશ પામ્યું. જ્યારે કેપ ઑવ્ ગુડ હોપ આગળ આવી પહોંચ્યા, ત્યારે બ્રિટિશ અને બોર વચ્ચે લઢાઇ ચાલતી હતી; તે વિગ્રહમાં “માજુબા હિલ” ના યુદ્ધમાં અંગ્રેજોનો પરાજય થયો, અને સરદાર સરજ્યૉર્જ કાલી મરાયો. આ બનાવથી રાજકુમારના મન પર કેટલી અસર થઈ તે તેમણે રાખેલી રોજનીશી પરથી જણાઇ આવે છે. આ માઠા સમાચારને લીધે કોઇ પણ રમતગમત કરવામાં આવી નહિ; અયે દેશના

 

જુદા જુદા ભાગો બતાવવાને જે ગોઠવણ કરી હતી, તેમાં તેમણે કાંઇ પણ ઉત્સાહ દર્શાવ્યો નહિ. જાપાનમાં શહેનશાહ મિકાડોની મુલાકાત વખતે, રાજકુમાર જ્યૉર્જે એવી ઇચ્છા દર્શાવી, કે જે મિત્રાચારી ભરેલી લાગણીથી ઇંગ્લન્ડ અને જાપાન જોડાએલાં છે તે લાગણી અમારી જાપાનની મુલાકાત અને આપના રાજકુમારની ઇંગ્લન્ડની મુલાકાતથી વધારે દૃઢ થશે. આ ઇચ્છા પરિપૂર્ણ થઈ છે; અને બેઉ દેશનો સંબંધ ગાઢ થયો છે.

ઇ. સ. ૧૮૮૨ ના ઑગસ્ટમાં લાંબી સફર કરી પાછા ફર્યા, અને થોડો સમય વિશ્રાન્તિ લીધી. હવેથી બેઉ કુમારોના અભ્યાસ જુદા થયા. રાજકુમાર જ્યૉર્જને માથે વડીલ બન્ધુ હતા, અને પોતે ગાદીના વારસ નહોતા, એ કારણથી નૌકાશાસ્ત્રનો અભ્યાસ વધારવાનું તેમને અનુકુળ પડ્યું, પ્રથમ છમાસ સ્વિત્ઝર્લાન્ડ અને જર્મનીમાં ગાળ્યા અને તે ટુંક સમયમાં ફ્રેંચ અને જર્મનભાષાનો સારો અભ્યાસ કર્યો. ઇ. સ. ૧૮૮૩ માં કૅનેડાના બારકસ ઉપર મિડશિપમેન નિમાયા, અને લગભગ બે વર્ષ ઉત્તર અમેરિકા અને વેસ્ટ ઇન્ડિઝના દરિઆઇ મથકો પર ગાળ્યાં. તે પછી નૌકાશાસ્ત્રની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી; અને ૧૮૮૫ માં લેફ્ટેનન્ટની પદવી મેળવી હવે તેઓ પોતાના અભ્યાસ ઘણીજ ખંતથી કરતા હતા, અને જે ધંધામાં ઇંગ્લન્ડના નૌકાવીરોએ કીર્ત્તિ પ્રાપ્ત કરી હતી, તે ધંધામાં તેમના જેટલીજ ખ્યાતિ મેળવવાની ઉત્કંઠા થતી હતી. ભૂમધ્ય સમુદ્રના કાફલાની જુદીજુદી મનવારો ઉપર લેફ્ટેનન્ટ તરીકે ત્રણ વર્ષ ગાળ્યા પછી તેઓ ઇંગ્લન્ડ પાછા ફર્યા; અને

ગ્રિનિચની રાજ્યનૌકા સૈન્યની પાઠશાળામાં દાખલ થયા; અને થોડો સમય પોર્ટસમથમાં " એકસલન્ટ " બારકસ ઉપર અભ્યાસ કર્યો. ત્યાં નૌકાશાસ્ત્રને લગતી પાંચ પરીક્ષાઓ પસાર કરી. આમાંની ચારમાં પહેલા વર્ગમાં પાર થયાનાં પ્રમાણુ પત્રો મેળવ્યાં. હવે તેઓ ઉચી પદવીએ ચઢતા ગયા. ૧૮૮૯ માં વ્યલીક નૌકા યુદ્ધમાં આઇરીશ સમુદ્રમાં ઘસડાઈ જતા એક વહાણને બહાદુરીથી બચાવવાને માટે 'થ્રશ' હોડીની સરદારી આપવામાં આવી. તેજ વર્ષમાં મહારાણી વિક્ટોરિઆના પ્રતિનિધિ તરીકેજ જમૈકાની ત્રીજીવાર મુલાકાત લીધી અને ઐાદ્યોગિક પ્રદર્શન ખુલ્લુ મૂકવાની ક્રિયા કરી. થોડોક સમય ઉંચો અધિકાર પ્રાપ્ત કર્યા પછી કુટુંબના કેટલાક સંજોગોને લીધે દરિઆઈ નોકરીમાં લાંબો વખત રહેવાયું નહિ; અને અગર જો કે ૧૮૯૮ માં તેમને પહેલા વર્ગના બારકસ ઉપરનો અધિકારી સોંપવામાં આવ્યો, તોપણુ માત્ર ત્રણુ માસ પછી છોડવો પડયો. આ દરિઆઇ કેળવણી તેમજ નોકરીના સમયમાં જે જે અમલદાર રાજકુમારના સંગમાં આવ્યા, તે તેમનાં ભારે વખાણુ કરે છે. તેઓ કહે છે કે તેઓ કોઈનો પક્ષ લેતા નહિ; અને પોતાની ફરજ બજાવવામાં જરાએ પાછા હઠતા નહિ. તેઓ પોતાના માણુસોનું સુખ ધ્યાનમાં લેતા; અને બીજાઓની સગવડ અને અનુકુલતા જોવાનું લક્ષમાં રાખતા. પોતે બાદશાહી કુટુંબના છે, તે ખાતર તેમના તરફ પક્ષપાત બતાવવામાં આવે, અથવા કોઈપણુ ફરજમાંથી મુકત કરવામાં આવે એવી કદી ઇચ્છા રાખતા નહિ.



# પ્રકરણ ૩.

## સંસ્થાનોની મુલાકાત.

દૈવની ગતિ અકલ છે, મનુષ્ય ધારે છે શું; અને થાય છે શું? રાજકુમાર જ્યૉર્જનો જન્મ થયો ત્યારે તેઓ ભવિષ્યમાં રાજા થશે એવો ખ્યાલ કોના મનમાં આવ્યો હશે? પણ મનુષ્યના ભાગ્યની લગામ પૂરેપૂરી તેના હાથમાં નથી. સંસાર જીવનમાં હર્ષશોક વારાફરતી આવે છે. સન ૧૮૯૦ માં પ્રિન્સ આલબર્ટ વિકટરના વિવાહ ડચેસ–ઑવ ટેકની પુત્રી પ્રિન્સસમેરી સાથે જોડાયાં. લગ્ન સમારંભ આનંદથી થવા લાગ્યો, નાતાલ ઉપર બાદશાહી મહેલમાં આનંદ છવાઈ રહ્યો, પણ સૂક્ષ્મ અવલોકન કરનારાઓ પ્રિન્સની શરીર પ્રકૃતિ સારી નથી એવું જોઇ મનમાં ખેદ પામતા. પ્રિન્સ આલબર્ટને સખત ઈન્ફ્લુએનઝા લાગુ પડયો. મામલો ચિન્તાતુર થયો, અને આખરે તા. ૧૪ મી જાન્યુઆરી ૧૮૯૧ એ એમણે દેહ છોડયો.

હવે રાજગાદીના વારસ થવાથી પાટવી કુંવરની ફરજો તેમને માથે આવી પડી. ૧૮૯૩ માં ડયૂક–આવ–યોર્ક તરીકે ઉમરાવોની સભામાં પ્રથમ બેઠક લીધી. તેજ વર્ષમાં તેમના લગ્ન વિષે વિચાર ચાલવા માંડયા. પ્રજાની સ્વાભાવિક લાગણી એવી હતી કે તેમની ભવિષ્યની રાણી ઇંગ્લન્ડમાં જન્મેલી હોય તો સારૂં. વિશેષ ડચેસ–ઑવ્–ટેક બહુ લોકપ્રિય થઈ પડયાં હતાં; અને તેમની પુત્રી તરફ પ્રજાની દૃષ્ટિ ખેંચાતી હતી. પ્રિન્સ વિકટર જોડે વિવાહનો સંબંધ માત્ર અલ્પકાળ

રહ્યો હતો, અને મરણને બે વર્ષ થઈ ગયાં હતાં, અને કારી ઘા કંઈક રૂઝાયો હતો. આખરે ૧૮૯૩ ના મે માસમાં રાજકુમાર જ્યોર્જ સાથે તેમનો વિવાહ નક્કી થયો અને જુલાઈમાં લગ્ન થયાં. હવે તેમના પર અધિક ફરજો આવી પડી; તોપણ દરિઆઈ નોકરી સાથે સંબંધ છોડયો નહિ. ૧૯૦૧ માં તેમને રીઅર એડમિરલની ઉંચી પદવી મળી; અને રાજ્યનૌકાસૈન્યના મુખ્ય કર્નલ બનાવવામાં આવ્યા. તેજ વર્ષના જાન્યુઆરીની ૨૨ મી તારીખે ભલાં વિકટોરિઆ મહારાણીએ સ્વર્ગવાસ કર્યો, અને તેમના પુત્ર મહારાજા એડવર્ડ ગાદીએ બેઠા. આ બનાવથી પાટવી કુંવરની સઘળી ફરજો અને જોખમદારીનો સઘળો બોજો રાજકુમાર જ્યોર્જ ઉપર આવી પડયો.

નવા સૈકાની શરૂઆત સાથે નવી હીલચાલ થવા માંડી. સંસ્થાન વાસીઓએ ૧૮૯૮-૯૯ ના બોર સાથેના વિગ્રહમાં માતૃદેશને સારી મદદ કરી હતી. તે પહેલાં પણ જ્યારે કોઈ એવો પ્રસંગ આવતો ત્યારે તેઓ પોતાની સહાય આપવા વિનતિ કરતા, અને તેનો વખતો વખત લાભ પણ લેવાયલો. આવી અણીને સમયે સંસ્થાનિકો જે સેવા કરતા અને ભક્તિ ભાવ દર્શાવતા તેની કોઈપણ પ્રકારે પિછાન કરવાની અને તે ઉત્સાહને ઉત્તેજન આપવાની આવશ્યકતા જણાઈ. બાદશાહી સંદેશા ઘણું કરી શકે, પણ રાજકર્ત્તા અથવા તેના તરફથી કોઈ બાદશાહી પ્રતિનિધિ જાતે જઇ આભારની લાગણી દર્શાવે; તો તેથી માતૃદેશને સંસ્થાનોની વચ્ચે સ્નેહની ગાંઠ મજબુત બંધાયા વિના રહે નહિ. આ હેતુથી ડયૂક-આવ્-યોર્કે સંસ્થાનોની મુલાકાત લેવી એવી યોજના ઘડાઈ. એ ઉપરાંત બીજો

પણ હેતુ હતો. મહાંન્ આસ્ટ્રેલિઆ ખંડના સંસ્થાનો અને તાસ્માનિઆએ એકત્ર થઈ જવાનું કબુલ કર્યું, અને ૧૯૦૧ ના જાન્યુઆરીની પહેલી તારીખે જાહેર કરવામાં આવ્યું કે ન્યૂ-સાઉથ વેલ્સ, વિક્ટોરિઆ, સાઉથ આસ્ટ્રેલિઆ, ક્વીન્સ લેન્ડ, તાસ્માનિઆ, અને પશ્ચિમ આસ્ટ્રેલિઆ સંયુક્ત પ્રજાધીન રાજતંત્રમાં જોડાય છે. આ માંગલિક બનાવની ખબર આપવાને આસ્ટ્રેલિઆથી જે પ્રતિનિધિઓ આવ્યા, તેમણે સંયુક્ત પાર્લામેન્ટ ખુલ્લી મૂકવાની ક્રિયા કરવાને, બાદશાહી પ્રતિનિધિ, અને ખાસ કરીને, ડયુક-આવ-યોર્કને મોકલવા વિનતિ કરી. આ વખતે મહારાણી વિક્ટોરિઆની શરીર સ્થિતિ સારી નહતી. સ્નેહીઓના મરણના કારી ઘાથી, તથા રાજ્ય મામલાની કેટલીક ગુંચવણોથી તેમની માનસિક સ્થિતિ ચિન્તાતુર હતી. તોપણ સંસ્થાનિકોની રાજ્યભક્તિ ધ્યાનમાં લઈને, તેમણે ડયૂક-ઑવ-યોર્કને મોકલવાનો વિચાર કર્યો. સાથે સાથે આસ્ટેલિઆની મુસાફરી પૂર્ણ કરી, ન્યૂઝીલેન્ડ અને કેનેડા જવાનું નકકી કરવામાં આવ્યું.

આ યોજના થયા પછી માત્ર થોડા દિનમાં મહારાણીશ્રીએ સ્વર્ગવાસ કર્યો. પાટવી કુવરની સર્વ ફરજો રાજકુમાર જ્યોર્જને માથે આવી પડી; તેમજ મહારાજા એડવર્ડને રાજ્યના કેટલાક પ્રસંગોમાં તેમની સહાયની જરૂર જણાતી હતી, તે છતાં પોતાનાં માનવંતાં માતુશ્રીની છેવટની ઇચ્છાને અમલમાં મૂકવી, એ પોતાનું કાર્ય છે, અને સંસ્થાનોના લાભ પોતે પણ પોતાની માતાના જેટલાજ ભાવથી જુએ છે, તે દર્શાવવાને સંસ્થાનોની મુલાકાત રાજપુત્રને મોકલવાનો વિચાર પડતો મુકવામાં આવ્યો નહિ.

૧૯૦૧ ની ૧૬ મી માર્ચે રાજકુમારે સ્વદેશનો કિનારો છોડયો. માર્ગમાં જીબ્રાલ્ટર, માલ્ટા, એડન, કોલંબો, અને સિંગાપોર બંદરે થોડો વખત મુકામ કર્યો હતો. મે માસની શરૂઆતથી વિકટોરિઆની રાજધાની મેલબોર્ન બંદરે આવી પહોંચતાં, પ્રજા તરફથી ઘણો હર્ષ ભરેલો આવકાર મળ્યો. બીજે દિને લેવી ભરવામાં આવી. તે વખતે દરેકનો બની શકે એટલો સત્કાર કરવાની ઇચ્છાથી રાજકુમારે ચાર હજાર માણસો સાથે સ્નેહપૂર્વક હાથ મેળવ્યા હતા. તા. ૯ મી મેએ સંયુક્ત પાર્લામેન્ટને ખુલ્લી મુકવાની ક્રિયા થઈ. શરૂઆતમાં પાર્લામેન્ટ બોલાવવાનું જાહેરનામું વંચાયું, અને ત્યારપછી ગવનર જનરલ લાર્ડ-હોપ-ટાઉને આ પ્રસંગને માટે તૈયાર કરેલી પ્રાર્થના વાંચી સંભળાવી. તે પૂર્ણ થતાં રાજકુમાર ઉભા થયા, અને ટુંકા અને રસિક ભાષણમાં દક્ષિણ આફ્રિકાના વિગ્રહ વખતે તેમજ ચિનાઈ સમુદ્રમાં આસ્ટ્રેલિઆના નૌકાસૈન્યની ટુકડીએ જે અમુલ્ય સહાય કરી હતી, તે વાસ્તે સંસ્થાનિકોનો ઉપકાર માન્યો. વિશેષ પોતાના પૂજ્ય પિતાશ્રીના નામથી એવી ઇચ્છા દર્શાવી કે સંયુક્ત પ્રજાધીન રાજતંત્રથી જે અધિક સત્તા સંસ્થાને મળી હતી, તે માત્ર રાજ તરફના ભક્તિભાવમાં વૃદ્ધિ કરશે. છેવટે આ ઐક્યતાથી આસ્ટ્રેલિઆ આબાદ થાય, અને આગળ વધે, તથા માતૃદેશ સાથેનો સંબંધ વધારે નિકટ થાય એવી આશા જણાવી પોતાનું ભાષણ પૂરૂં કર્યું. જે ખાસ કાર્યને લીધે આસ્ટ્રેલીઆ આવવાનું થયું હતું તે પૂરૂં થયું એટલે કવીન્સલેન્ડ અને ન્યૂસાઉથવેલ્સની રાજધાનીઓની મુલાકાત લીધી. આ સઘળી મુલાકાતોમાં મુખ્યત્વે કરીને લશ્કરોની રીવ્યુ તથા શાળાઓના ઇનામના મેળાવડાઓમાં ભાગ લેવાનું બની આવ્યું; તેથી ભવિ-

ષ્યની પ્રજા તથા સંસ્થાનોના સૈનિકો કેવા છે, તે જાતિ અનુભવથી જોવાનો તેમને લાભ મળ્યો.

આસ્ટ્રેલિઆથી નીકળી રમણીય દ્વીપસંસ્થાન ન્યૂઝીલાન્ડ આવી પહોંચ્યા. અહીં પ્રધાન મિ સેડને માનપત્ર વાંચ્યું; અને તેના જવાબમાં ડયૂક-ઑવ્-યોર્કે દક્ષિણ આફ્રિકાના વિગ્રહ વખતે જે સેવા સંસ્થાનોએ બજાવી હતી તેનાં ભારે વખાણ કર્યા. અને મૂળ વતનીઓની સાથે મિત્રચારી ભરેલી રીતે રહી શાન્તિ જાળવવાને માટે તેમને શાબાશી આપી. વળતા જવાબમાં ત્યાંના મેયરે જાહેર કર્યું કે માઓરી અને બ્રિટનો સુલેહની ગાંઠથી જોડાયા છે; એક સરખા હક ભોગવે છે, અને બ્રિટિશ રાજ તરફ ભક્તિભાવ બતાવવાને તેઓ એક બીજા સાથે હરીફાઇ કરે છે. તેજ વખતે એક જાહેરનામું વાંચી સંભળાવવામાં આવ્યું અને જણાવવામાં આવ્યું કે કુકટાપુઓ ન્યૂઝીલાન્ડના પ્રજાધીન રાજતંત્રનો ભાગ છે. સઘળે આનંદ છવાઇ રહ્યો હતો, અને વર્તમાનપત્રોએ એકે અવાજે જણાવ્યું કે ભેદરહિત જે સ્વતંત્રતાની છૂટ તેઓ ભોગવે છે, તે બ્રિટિશરાજ્યને લીધે છે. હવે ડયૂકે જે માઓરીએ નવી સુધરેલી સ્થિતિ ગ્રહણ કરી પોતાની પાત્રતા બતાવી હતી, તેમનાં મૂળવતનની મુલાકાત લીધી; અને તે લોકો એ અસલ સ્થિતિમાં કેવી રીતે રહેતા હતા, તે બતાવી આપ્યું. ત્યાંથી વેલિંગ્ટન, લીટલટન, ડયુનેડિનની મુલાકાત લઇ ન્યૂઝીલાન્ડનો પ્રવાસ પૂર્ણ કર્યો.

હવે કેનેડા તરફ પ્રયાણ કરવાનું હતું. સીધો રસ્તો પાસિફિક મહાસાગરમાં થઇ વૅાનકુંવર તરફ જવાનો હતો. પણ આ માર્ગે જતાં "ઓફિર" બારકસ જેમાં તેઓ પ્રવાસે નીકળ્યા હતા, તેને પશ્ચિમ પાસિફિક મહાસાગરને કિનારે મૂકવું પડે એમ

હતું. વળી આટલાન્ટિક મહાસાગરમાં થઇને વળતી મુસાફરી કરવા બીજી આગબોટની જરૂર પડે એવું હતું. આ કારણથી ન્યૂઝીલાન્ડથી પાછા ફરી મોરિશીઅસ, અને કેપ-આવ્-ગુડ્ હોપને માર્ગે થઇ કેનેડાની રાજધાની કિવબેક જવાનું નક્કી કરવામાં આવ્યું. આ વળતી મુસાફરીમાં આસ્ટ્રેલિઆનાં કેટલાંક મુખ્ય શહેરોની મુલાકાત લીધી. આસ્ટ્રેલિઆ છોડયા પછી ઑગસ્ટની ૪ થી તારીખે મોરિશીઅસ આવી પહોંચ્યા; જ્યાંની પંચરંગી પ્રજાએ તેમને દીલોજાની ભરેલો આવકાર આપ્યો. ત્યાંથી નાતાલ, કેપટાઉન, અને કેપવર્ડ ટાપુમાં થોડો વખત રોકાઇ આટલાન્ટિક તરફ ચાલ્યા, અને કેનેડાના મુખ્ય નગર કિવબેકમાં આવી પહોંચ્યા. આ શહેરમાં ફ્રેંચ, અંગ્રેજ, તેમજ મળવતનીઓ, કેનેડા બ્રિટિશના હાથમાં આવ્યા પછી, એક બીજા જોડે હળીમળીને રહેતાં શીખ્યા છે. તેમને એકત્ર કરવામાં કેદોલિક ધર્મગુરુનો પ્રયાસ સફળ થયો છે. એ સબંધી કિવબેકના કેથોલિક ધર્મગુરુએ, લેવલની યુનીવરસીટીની મુલાકાત ડયૂકે લીધી, તે વખતે ઈસારો કર્યો હતો, અને શાહજાદાએ તેમને ધન્યવાદ આપ્યો હતો, આ મુસાફરીના સંબંધમાં નોંધ લેવા જેવો બનાવ એ હતો, કે જ્યાં જ્યાં રાજકુમાર ગયા; ત્યાં ત્યાં દરેક પ્રજાની મનવારોએ તેમને અંગ્રેજ રાજ્યના પ્રતિનિધિ તરીકે યોગ્ય સન્માન આપ્યું હતું. કેનેડાની મુલાકાત વખતે ફ્રેંચ પ્રજાસત્તાક રાજ્યે શાહજાદાને આવકાર આપવાને ફ્રેંચ ગનબોટ મોકલી હતી. કિવબેકની મુલાકાત પૂરી થએ આખા ખંડમાં વૅનકુંવર સુધી ઝડપથી પસાર થયા. માર્ગમાં મોન્ટ્રીઅલ, કેનેડાની રાજધાની ઓટાવા, કેનેડાનાં ગામડાંઓ, ટોરોન્ટો વગેરે સ્થળો જોઈ વતન પધાર્યા.



# પ્રકરણ ૪.

## હિંદનો પ્રવાસ.

હિંદના ઇતિહાસનો અભ્યાસ કરનાર દરેક જણ સારી રીતે જાણે છે કે રાજસત્તાનાં રૂપાન્તરો જેવાં આ દેશમાં થયાં છે, તેવાં અન્ય દેશમાં ભાગ્યેજ થયાં હશે. દૈવની અકલિત સંકલનામાં પૂર્વ અને પશ્ચિમનો યોગ નિર્માણ થયો હશે. તે અદૃશ્ય સત્તાને લીધે પશ્ચિમના એક નાના બેટની સાહસિક પ્રજા આજે આ દેશ ઉપર રાજ્ય કરે છે. અંગ્રેજી રાજ્યનો પાયો ઈ. સ. ૧૭૫૭ માં કલાઇવને હાથે નંખાયો, તોપણ ઇંગ્લન્ડના રાજ્યની વાસ્તવિક સત્તા સને ૧૮૫૮ થી શરૂ થાય છે. તે સમયે અલ્હાબાદના દરબારમાં જાહેર કરવામાં આવ્યું કે મહારાણી વિક્ટોરિઆએ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી છે. બાદશાહી ઢંઢેરો મહારાણીએ પોતે બહુ વિચારપૂર્વક તૈયાર કરાવ્યો હતો; અને ત્યારપછી હિંદના દરેક કાર્યમાં તેઓ લક્ષ આપતાં થોડે વર્ષે પોતાના પુત્રને હિંદને પ્રવાસે મોકલી હિંદની પ્રજાની સ્થિતિથી તેને જાણીતા કરવાનો, અને હિંદની રાજભક્તિ દૃઢ કરવાનો મહારાણીશ્રીનો વિચાર થયો. ૧૮૭૫ માં મહારાજા એડવર્ડે પ્રિન્સ ઑવ્-વેલ્સ તરીકે હિંદુસ્થાનની મુલાકાત લીધી. પોતાને આ પ્રવાસથી જે અમૂલ્ય લાભ થયો હતો, તે લાભ પોતાના પુત્રને આપવાના હેતુથી મહારાજા એડવર્ડે તખ્તનશીન થયા પછી થોડે વખતે રાજકુમાર જ્યૉર્જને હિંદના પ્રવાસે મોકલવાનો ઠરાવ કર્યો. ૧૯૦૫ ના નવેમ્બરમાં શાહજાદા પોતાનાં પત્ની સાથે

આ દેશમાં આવી પહોંચ્યા. મુંબઈના બંદરમાં ઉતરતાંજ જાહેર માન મળ્યું, અને સરકારી મહેલ જતાં માર્ગમાં જે અપૂર્વ આવકાર મળ્યો હતો, અને શહેરની જે સુશોભિત રચના તેમણે નિહાળી હતી, તેણે પ્રજાના ભક્તિભાવની ઉંડી છાપ તેમના મન પર બેસાડી. મુંબઈમાં થોડા દિન રહ્યા તે દરમિઆન પહેલા વર્ગના રાજાઓની રાજમહેલમાં મુલાકાત લીધી; અને બીજે દિને તેમને બંગલે વળતી મુલાકાત આપી. દરબારમાં બીજા વર્ગના સરદારો અને રાજકોટના કુમારોની મુલાકાત લીધી. શહેરના જુદા જુદા ભાગોમાં ફરી લોકોને દર્શનનો લાભ આપ્યો. પ્રિન્સેસ સ્ટ્રીટ, અલેક્ઝાંડ્રા ડૉક અને મ્યુઝિયમના પાયા નાખવાની ક્રિયા કરી. આ પ્રમાણે મુંબઈનાં જાહેર કામોમાં ભાગ લઈ, તેમજ કેટલાક રાજદ્વારી સવાલોનું ઉપલક જ્ઞાન મેળવી હિંદુસ્થાનની મુસાફરી આગળ ચલાવી. પ્રથમ આગેવાન દેશી રાજાઓ જેવાકે ઈંદોરના મહારાજા, ઉદેપુરના રાણા, અને જેપુર તથા બિકાનેરના મહારાજાઓના દરબારનો સત્કાર સ્વીકાર્યો. હિંદના રાજાઓ અતિથિ સેવાને માટે પ્રસિદ્ધ છે. આ પ્રસંગે પાટવી કુંવર અને ભવિષ્યના રાજાની આગતા સ્વાગતા કરવાની હતી, એટલે જે થોડા દિન રાજકુમાર રહે તેટલા દિનમાં તેમને દરેક પ્રકારે સુખચેન થાય તેવી યોજના કરવામાં શ્રમ તથા દ્રવ્યનો વ્યય કરવામાં ન્યૂનતા રાખવામાં આવી નહતી. યુવરાજના પ્રવાસમાં જે અમલદારો સાથે હતા, અને જેઓને હિંદના હાકેમની મુલાકાત વખતનો રજવાડાનો ઠાઠ જોવાનો પ્રસંગ મળ્યો હતો, તેઓ રાજકુમારને આપવામાં આવેલા આવકારમાં કંઈ નવીનતા અને વિલક્ષણતા જોઈ શકયા. દરેક દરબારમાં સરદારોની મુલાકાતો પ્રથમ થતી. રમતગમતના મેળાવડાઓ

કરવામાં આવતા. નવી સંસ્થાઓ ખોલવાની ક્રિયાઓ થતી. જોવા લાયક જગાઓની મુલાકાત થતી. ગાર્ડનપાર્ટીઓના મેળાવડાઓ થતા, અને શહેરોને રોશનીથી શણગારવામાં આવતાં. વળી ઇમ્પીરીયલ ટ્રુપ્સની રીવ્યુ જોવાની, રાજ્ય સંબંધી હકીકતો જાણવાની, અને શહેરના મુખ્ય ભાગોમાં ફરી લોકસ્થિતિથી બને તેટલા વાકેફ થવાની, હંમેશાં તક લેવામાં આવતી. રાજાઓ સાથે અંગત સમાગમના લાભથી તેમની રાજપદ્ધતિ, ચારિત્ર, અને પ્રજાપ્રતિની તેમની લાગણી કેવી છે, તે સઘળું યથાર્થ જાણવામાં આવ્યું. રજપુતાના રાજ્યોની મુલાકાત પ્રસંગે જેપુરની મુલાકાત વિશેષ આનંદદાયક થઇ પડી. મહારાજા જુના વિચારના છતાં મહારાજા એડવર્ડના રાજ્યાભિષેક પ્રસંગે ઇંગ્લન્ડ ગયા હતા; અને હિંદુ ધર્મ પ્રમાણે ત્યાં રહ્યા હતા.

૧૮૯૯ ના દુષ્કાલ વખતે દુઃખી થતા ખેડુતોનું દુઃખ કંઇક અંશે નિવારણ કરવાના હેતુથી “ ઇન્ડિઅન પીપલ ફેમિન ટ્રસ્ટ ” પંદર લાખ રૂપીઆ આપી ઉભું કરવાની તેમણે શરૂઆત કરી હતી. યુવરાજની મુલાકાતની યાદગીરી રાખવા તેમાં ત્રણ લાખ રૂપીઆ વધાર્યા. આ કાર્યથી રાજકુમારને ઘણો સંતોષ થયો; અને મહારાજને ધન્યવાદ આપ્યો હતો. ઉદેપુરના રાણાના સમાગમથી રાણા એક ઉત્તમ શિકારી છતાં બીજા રજપુત સરદારોની માફક તેમાં પોતાનો કાળ ન ગુમાવતાં પ્રજાના સુખની દરકાર કરવામાં કેવી રીતે કાળજી રાખે છે, રાજવૈભવ છતાં સાદી અને સાધુજેવી જિંદગી એકપત્નીનિષ્ટપતિ તરીકે ગાળે છે તે જોઈ તેમને આનંદ થયો હતો.

રજપુતાનાની ભૂમિ છોડી શીખ લોકોના પ્રદેશ પંજાબ તરફ બાદશાહી સ્વારી ચાલી. પ્રથમ પંજાબના પાટનગર

લાહોરમાં મુકામ કર્યો. અહીં પત્યાલા, ભાવલપુર, ઝીન્દ, અને કપરથલાના મોટા સરદારો, અને હિમાલયની સરહદ ઉપરના નાના સરદારો યુવરાજને અભિનંદવાને આવ્યા. આ સર્વ સરદારોમાં નાભાના વૃદ્ધ સરદારને યુવરાજના દર્શનથી એટલો આનંદ થયો કે તેના મુખમાંથી હર્ષના ઉદ્ગારો નીકળ્યા, અને બોલ્યા કે " મારે જિંદગીમાં હવે કંઈ વસ્તુની ઇચ્છા નથી; અને શાન્તિથી હું આ સંસાર છોડવાને તૈયાર છું. " લાહોરથી પેશાવર થઇને ખૈબરઘાટમાં હિંદુસ્થાનનો બચાવ કરવા સરહદ ઉપર શી વ્યવસ્થા કરી છે તે સર્વ જોયું. ત્યાંની જંગલી અને લડાયક પ્રજાના સરદારો જેમણે અંગ્રેજી રાજ્ય તરફ વફાદારી બતાવી છે તેમને શાબાશી આપી. પાછા ફરતાં રાવલપિંડીમાં મોટી લશ્કરી રીવ્યુ જેમાં ૫૫૦૦૦ સિપાઈઓએ ભાગ લીધો હતો તે જોઈ, તથા વ્યલીક યુદ્ધની જે ગોઠવણ કરી હતી તેમાં સર્વેએ પોતાનું કામ બરાબર કરી લશ્કરી તાલીમ કેવા ઉંચા પ્રકારની આપવામાં આવે છે તેનો ખરો ખ્યાલ તેમને આવ્યો, તે માટે હિંદના સેનાધિપતિ લોર્ડ કીચનરને જાતે પ્રશંસા પત્ર લખ્યો. આગળ ચાલતાં કાશ્મીરના મહારાજાએ જમ્મુમાં લશ્કરી રીવ્યુની ગોઠવણ કરી હતી, તે જોઈ; તથા અમૃતસરમાં ખાલસા કૉલેજ અને શીખ લોકોના પવિત્ર સુવર્ણ મન્દિરની મુલાકાત લઇ દિલ્હી તરફ વળ્યા. મોગલ શહેનશાહનાં માનીતાં સ્થાન દિલ્હી અને આગ્રામાં બાદશાહી વખતનાં ઉંચી શિલ્પકળાનાં નમુનેદાર ભવ્ય મકાનો, મસ્જીદો, કિલ્લાઓ, કબરો વગેરે સાનંદાશ્ચર્યથી નિહાળી ગ્વાલિઅર ગયા. અહીંનો આવકાર બીજાં રાજ્યો કરતાં જુદાજ પ્રકારનો હતો. હાથી જેવાં પ્રાણીને પણ કેવી કેળવણી આપી શકાય છે તેનો દાખલો અહીં જોવા જેવો હતો. હારબંધ

ઉભા રાખેલા હાથીઓએ નમન કર્યું, અને ઘુંટણીએ પડયા. સરઘસના આકારમાં શહેરમાં પેઠા. અત્રે લશ્કરી રીવ્યુ તથા વ્યલીકયુદ્ધ પાછાં જોયાં, સરદારોની પાઠશાળાની મુલાકાત લીધી, અને થોડોક નિવૃત્તિનો વખત શિકારની સહેલગામાં ગાળ્યો. ગ્વાલિઅર છોડી લખનૌમાં અયોધ્યાના તાલુકદારોનો સત્કાર સ્વીકારી કલકત્તે આવી પહોંચ્યા. અહીં મહારાણી વિકટોરિઆની યાદગીરી કાયમ રાખવાને સમસ્ત હિંદી પ્રજા તરફથી જે મોટું ફંડ થયું હતું, તેમાંથી મ્યુઝીયમને વાસ્તે એક ભવ્ય મકાન કરવાની ગોઠવણ થઇ હતી; તેનો પાયો નાખ્યો, અને અન્ય કાર્યો સમાપ્ત કરી બ્રહ્મદેશની મુલાકાતે ગયા. કલકત્તા છોડતા પહેલાં દર્ભંગાના મહારાજાએ એક લાખ રૂપીઆ યોગ્ય લાગે તે સખાવતમાં વહેંચવાને નજર કર્યા હતા, તેમાંથી ૯૦,૦૦૦ રૂપીઆ ત્યાંની મેડીકલ કૉલેજને બક્ષીસ આપ્યા. બ્રહ્મદેશનાં મુખ્ય શહેર માંડલે અને રંગુન જોઇ દરીઆમાર્ગે મદ્રાસ આવ્યા. મદ્રાસથી મ્હેસુર અને ત્યાંથી નિઝામના રાજ્યમાં ગયા. બાદશાહી આવકાર આપવાને નિઝામે સઘળી તૈયારીઓ કરી હતી, પણ રાજકુમારના આવ્યા પછી માત્ર થોડે કલાકે તેમની પુત્રી દેવલોક થઇ. પોતાનું દુઃખ ન ગણતાં આવા માનવંતા અતિથિના સત્કારને વાસ્તે જે જે ગોઠવણો થઇ હતી, તે જારી રાખવાની ઉલટ બતાવી. યુવરાજે આગ્રહ ઉપરથી સઘળી યોજના અમલમાં મૂકવા દીધી. પણ સઘળું બને તેટલી શાન્તિથી થવા દીધુ; અને નિઝામને હાજરીમાંથી મુક્ત કર્યા. હવે ફરી ઉત્તર તરફ ચાલ્યા. કોલેરા ચાલતો હોવાથી નેપાલની મુલાકાત લેવાનું માંડી વાળ્યું, કાશી, અલીગઢ, મસુરી થય સરહદ ઉપરરનાં ભાડે લીધેલાં શહેરો કવેટા અને ચમનની મુલાકાત લઈ છેલ્લો મુકામ કરાંચીમાં

કર્યો. લાંબો પ્રવાસ અહીં પૂરો થયો, અને તેઓ સ્વદેશ જવા નીકળ્યા. એ નામદારનો આપણા તરફ કેવો ભાવ છે, તે આ દેશનો કિનારો છોડતા પહેલાં, સિંધની મ્યુનિસિપાલીટીના માનપત્રના જવાબમાં તેમણે નીચે મુજબ દર્શાવ્યો હતો.

" આ મહાન્ અને ચમત્કારી ભૂમિના જુદા જુદા ભાગમાં મારા સર્વ મિત્રને અને તમને હું ખાત્રીથી કહી શકું છું કે હિંદુસ્તાન છોડતાં અમારામાં ઉપકાર અને પ્રેમની લાગણી ગભરાઇ આવે છે. અમે ઘણું જોયું છે અને જાણ્યું છે, અને જેટલું જોયું છે તેટલાથી આ ભૂમિ અમારા સ્મરણમાં રહેશે, અને વધુ જોવાની અમારા મનમાં ઉત્કંઠા થશે, અને જ્ઞાતિ અને ધર્મના ભેદ વગર અમારી સમસ્ત પ્રજાના હિત તરફ અમારૂં હૃદય નિરંતર વળશે."

જાહેર મુલાકાત ઉપરાંત મુખ્ય શહેરોમાં પ્રજાના આગેવાનોને મળવાની અને તેમના વિચારો જાણવાની બને તેટલી તક લીધી હતી. બાદશાહી પ્રવાસના હેવાલોમાં આવે પ્રસંગે શા શા વિષયો ઉપર વાતચિત થઇ હતી, તે આપણને માલમ પડયું નથી. તેમ છતાં એકાદ બે દૃષ્ટાન્તો મળી આવ્યાં છે તે ઉપરથી યુવરાજની આન્તર લાગણી હિંદવાસીઓના તરફ કેવી છે, તે સ્પષ્ટ જણાઇ આવે છે. કલકત્તામાં એક આગેવાન દેશી પત્રકારે મુલાકાત વખતે આ દેશના તરફ અધિકભાવ રાખવાની વિનતિ કરી હતી તેના ઉત્તરમાં યુવરાજે જે જવાબ આપ્યો હતો તે નોંધી લેવા જેવો છે. " તમને મળવાથી મને આનંદ થયો છે. હું હિંદવાસીઓને ભૂલી ન જાઉં, એવી તમે મારી પાસેથી ખાત્રી માગો છો. હું તમને ખાત્રીપૂર્વક કહું છું કે હું તેમને વીસરીશ નહિ, અને તેમ થઈ શકે એમ નથી. હું

તેમને નિરંતર સ્મરણમાં રાખીશ, અને જે ભારે આવકાર તમારી પ્રજાએ મને આપ્યો છે, તેથી મને કેટલો બધો આનંદ થયો છે, તે હું મારા પિતાને નિવેદન કરવાને ચુકીશ નહિ. તમારે અધિક દીલસોજીની જરૂર છે, એ તેમને જણાવવાની ફરજ મને આનંદદાયક છે." હિંદથી પાછા ફરી ઇંગ્લન્ડ ગયા ત્યારે ગિલ્ડહૉલ ખાતે તેમને આવકાર આપવામાં આવ્યો હતો, તે વખતે યુવરાજે એક સારૂં ભાષણ કર્યું હતું અને તેમાં જાહેર કર્યું હતું કે "હિંદી પ્રજાનાં મુખ્ય લક્ષણો જેવાં કે ધૈર્ય, સરળજીવન, રાજભક્તિ, અને ધર્મ પરાયણતાનો મને યથાર્થ અનુભવ થયો છે. આપણા રાજ્યના વિશુદ્ધ ન્યાય અને પ્રમાણિકપણામાં તેમને શ્રદ્ધા છે; તે પણ હું જાણું છું. જે સર્વ મેં જોયું અને સાંભળ્યું છે, તે ઉપરથી વિચાર થયા વિના રહેતો નથી કે આપણી રાજપદ્ધતિમાં દીલસોજીનું અધિક તત્ત્વ દાખલ કરીએ તો હિંદુસ્થાનનો રાજકારભાર ચલાવવાનું કામ વધારે સહેલું થઇ પડે. હું કહેવાની હિંમત ધરીશ કે આવી દીલસોજીનો હિંદી પ્રજા તરફથી ખરેખરો પ્રત્યુત્તર મળ્યા વિના રહેશે નહિ."

## પ્રકરણ ૫.

### શહેનશાહ.

હિંદનો પ્રવાસ પૂર્ણ કરી સ્વદેશ આવ્યા પછી થોડોક સમય ગૃહજીવનમાં શાન્તિથી ગુજાર્યો. પ્રસંગોપાત સાંસારિક અને રાજકીય કાર્યોમાં ભાગ લેવો પડતો. આથી પ્રજાની અધિક પ્રીતિ સંપાદન કર્યા જતા હતા, પણ હવે વિશેષ

જોખમદારી આવી પડવાનો સમય સમીપ આવતો હતો. પર-
રાજ્યો સાથેનો સંબંધ નિકટ કરવામાં જે શ્રમ મહારાજા
એડવર્ડે ઉઠાવ્યો હતો, તેની અસર તેમની પ્રકૃતિ ઉપરથી સ્પષ્ટ
જણાઈ આવી. પોતાનાજ રાજ્યના ગુંચવણ ભરેલા સવાલોથી
તેમને માનસિક ચિન્તા થવા માંડી, વસંતઋતુમાં ઇંગ્લન્ડમાં
શરીર સ્થિતિ સારી ન રહે એમ લાગવાથી બહાર વિશ્રાન્તિ
લેવાનો વિચાર કર્યો, ત્યાં એકાએક શરદી લાગુ પડી, તેથી
ઉતાવળે પાછા વળ્યા. પણ થોડા દિનની માંદગી ભોગવી
૧૯૧૦ ની તા. ૬ મેએ પોતાનો દેહ છોડી જે સર્વ શક્તિભાન
પરમેશ્વરની સત્તાથી રાજાઓ પ્રભુત્વ ભોગવે છે, અને રાજ-
તંત્રો ચાલે છે, તેમની સન્મુખ પોતાના કાર્યનો હિસાબ
આપવા પહોંચી ગયા. પોતાના પિતાના મૃત્યુના સમાચાર સત્તા-
વાર રીતે જાહેર કરવાનું કામ યુવરાજ ઉપર આવી પડ્યું બીજે
દિને પ્રાતઃકાળમાં પ્રિવિકાઉન્સિલ બોલાવી પ્રથમ મરહૂમ મહા-
રાજાના શહેનશાહ અને પિતા તરીકેના તેમના ઉચ્ચ ગુણોની
ગદ્ગદ્ કંઠે પ્રશંસા કરી અને બોલ્યા " તેમનેજ પગલે ચાલ-
વાનો પ્રયત્ન કરવો, તેમજ આ દેશની નિયમબદ્ધ રાજપદ્ધતિ
ચાલુ રાખવી, એજ મારા જીવનનો ખરો ઉદ્દેશ છે. મારે શિરે
જે અત્યંત ભારે જોખમદારીઓ આવી પડી છે, તે હું સંપૂર્ણ રીતે
સમજું છું. આ દુષ્કર ફરજો બજાવવામાં પાર્લામેન્ટ અને આ
ટાપુઓના તથા સમુદ્રની પેલી ગમનઃ મારા રાજ્યના લોકો મને
મદદ કરશે, અને પરમેશ્વર મને શક્તિ તથા બુદ્ધિ આપે, એવી
પ્રાર્થના કરશે, એવો સંપૂર્ણ ભરોંસો છે. મારી પ્રજાના
કલ્યાણ માટેના દરેક પ્રયત્નમાં મને સતત્ સહાયભૂત થાય
એવી મારે સ્નેહાળ પત્ની છે, એ જાણી મને ધૈર્ય મળે છે."
નવ શહેનશાહ ગાદીએ આવ્યા તે જાહેર રીતે લંડન તેમજ

અન્ય સ્થળે રીવાજ મુજબ ઢંઢેરાથી જણાવવામાં આવ્યું હતું. ત્યાર પછી શહેનશાહે પોતે સૈન્ય, નૌકા, સંસ્થાનો, અને હિંદુસ્થાન પ્રત્યે જાહેરનામાં કાઢયાં. સૈન્ય તરફના સંદેશામાં સિપાઇઓની બહાદુરી અને નિષ્ઠાપૂર્વક સેવાનો આભાર માની શહેનશાહના સર્વ ભાગોમાં સૈનિકોની સ્થિતિથી જાણીતા થવાની તેમને ખાસ તક કેવી રીતે મળી હતી તેનું સ્મરણ કરાવી ભવિષ્યમાં તેમની વફાદારી ઉપર ભરોંસો રાખી શકાય એવી આશા બતાવી. નૌકા તરફના જાહેરનામામાં પોતાના પૂજ્ય પિતાની જે સેવા તેણે બજાવી હતી તેનો યોગ્ય શબ્દોમાં, સ્વીકાર કરી પોતાની અંગત લાગણી નીચે પ્રમાણે બતાવી:—

"જે ધંધાને હું પ્રેમપૂર્વક ચાહું છું, તેનું શિક્ષણ અને તેનો અનુભવ લીધા પછી, તેમાંથી નિવૃત્તિ લીધા છતાં, તેને માટે મારી મમતા કોઇપણ પ્રકારે ન્યૂન થઇ નથી. મેં ૩૩ વરસ સુધી નૌકા સૈન્યમાં નોકરી કરી છે; અને તેના જીવન અને કાર્યનો જે પરિચય થયો છે, તે ઉપરથી હું જાણવાને શક્તિમાન્ છું, કે નૌકાની વફાદારી અને કાર્યપરાયણતા ઉપર મારાથી સંપૂર્ણ ભરોંસો રાખી શકાય." સંસ્થાનિકો પ્રતિ તેમના લેખમાં તેમના જાતિ અનુભવની છાપ સ્પષ્ટ જણાઈ આવે છે. દીલસોજી ભરેલા તેમના સંદેશા વાસ્તે આભાર માની તેઓએ જણાવ્યું કે "ખલાસી તરીકે રાજ્યના દરીઆ પારના દેશોના નિરંતર સમાગમમાં હું આવ્યો છું, અને જુદા જુદા દેશો અને ત્યાંની પ્રજા જે સ્નેહાળ રાજભક્તિ અને ભાઇબંધીથી રહે છે, તે મેં જાતે અનુભવ્યું છે....નિયમબદ્ધ રાજ્યપદ્ધતિ કાયમ રાખવાને અને મારા સમસ્ત રાજમાં જે છુટ ભોગવાય છે, તેનું યથાર્થ સંરક્ષણ કરવાને મારાથી બનશે તેટલો પ્રયાસ

કરીશ, અને સર્વશક્તિમાન્ પ્રભુની સહાયથી આખા બ્રિટિશ શહેનશાહતનો મહાન્ વારસો, સ્વતંત્રતા, ન્યાય, અને શાન્તિના પાયાપર ટકાવી રાખીશ. ”

હિંદુસ્થાનના રાજવંશીઓ અને પ્રજાએ શોકમાં જે ભાગ લીધો હતો, તે વાસ્તે આભાર માનતાં, જે સંદેશો હિંદી સરકાર પર મોકલી આપ્યો, તે ઉપરથી હિંદુસ્થાનના ભલાને માટે તેમની કેટલી કાળજી છે, અને કેવી હૃદયની લાગણીથી તે જાહેર કરે છે તે બરાબર જણાઇ આવે છે. તેમાં જણાવે છે કે “ મારા જાતિ અનુભવથી હિંદના દેશી રાજાઓને અને પ્રજાનો મારા રાજ પ્રત્યે કેવો ઉંડો ભક્તિભાવ છે, તે મેં જોયું છે; અને રાજ્યાસનપર બેસતાં જે રાજભક્તિ તેઓએ બતાવી છે તેનો હું સ્વીકાર કરૂં છું; આ મારી ઇચ્છા તેમને જણાવશો. હિંદુસ્થાનના રાજ્યની આબાદાની અને સુખની મારા મરહૂમ પિતાશ્રી અને તેમનાં માતુશ્રી જેટલી સંભાળ અને કાળજી રાખતાં તેટલીજ હું હંમેશાં રાખીશ. ”

ત્યારપછી હિંદુસ્થાનના રાજવંશીઓ અને પ્રજાને જે પત્ર લખ્યો છે, તેમાં હૃદયદ્રાવક લાગણી પદર્શિત કરવા સારૂ અંતઃકરણ પૂર્વક આભાર માન્યો છે, અને પોતાના હિંદના પ્રવાસથી આ દેશ ઉપર જે સ્નેહ થયો છે, તે તેઓ નીચેના શબ્દોમાં જણાવે છેઃ—“ આખા વિસ્તીર્ણ દેશમાં ઇતિહાસ પ્રસિદ્ધ મહાન્ રાજ્યો સાથે, અમારા કરતાં પણ વધારે પ્રાચીન સુધારાના સ્મારક ચિન્હો સાથે, જીવનના પ્રાચીન રીવાજો તથા રહેણીકરણી સાથે, દેશી રાજા રજવાડાઓ સાથે, અને લોકો, શહેરો, કસ્બાઓ તથા ગામડાંઓ સાથે, અમે અંગત સમાગમમાં આવ્યાં હતાં. તે અદ્દભુત પ્રવાસની ઉંડી છાપ કદી

પણ ભુલાશે નહિ, અથવા તેનું મધુરૂં સ્મરણ કદીપણ ઝાંખું થશે નહિ. મારી સમક્ષ જે મહાન્ અને દુષ્કર કાર્ય આવી પડયું છે તેમાં તમે તમારો ધર્મ સમજીને સામેલ થશો એવો મને દૃઢ વિશ્વાસ છે, અને હિંદુસ્થાનનું કલ્યાણ કરવાની જે મારી અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ છે, અને જે રાજ્ય ચલાવવામાં હમેશાં પ્રેરણારૂપ થવી જોઇએ, તેવી સહાનુભૂતિ તમે બતાવશો એવો મને ખાત્રી છે. ”

આ સર્વ સંદેશા ઉપરથી શહેનશાહનો રાજા તરીકેનો ઉચ્ચાશય આપણા જાણવામાં આવે છે. ગાદીએ આવ્યાને માત્ર એક વર્ષ થયું છે, તે ઉપરથી એ આશય કેટલે અંશે ફલીભૂત થયો છે, તે ખાત્રીપૂર્વક કહી શકાય નહિ તેમછતાં પોતાના રાજ્યનો દરીઆ પારના દેશોનો જે અનુભવ લીધો છે, અને તેમની આભાર લાગણી બ્રિટિશ પ્રજા સન્મુખ રજુ કરી છે, તે ઉપરથી તેઓ પ્રજા કલ્યાણમાં તત્પર રહેશે એમાં કાંઇ સંદેહ નથી. આધુનિક સમયમાં રાજ્ય વહીવટમાં પ્રજા અધિક સત્તાની અપેક્ષા રાખે છે, તે તેમને સુવિદિત છે, અને આવી સત્તા આપવાથી રાજભકિત ન્યૂન થવાને બદલે વૃદ્ધિ પામે છે, તે તેમણે સંસ્થાનોના દાખલાથી અનુભવ્યું છે. શરૂઆત તો સારી થઇ છે, અને જે થોડાં કાર્યો તેમના તરફથી થયાં છે, તેમાં પ્રજામત લક્ષમાં લેવાની ખાસ સંભાળ રાખવામાં આવી છે.

રાજયને અંગે જે જે ફરજો આવે છે તેમાં રાજાને તેમનાં પત્નીની સહાય ઘણી કામ આવે છે. શહેનશાહ જ્યૉર્જે પોતાને જે સહાનુભૂતિ તેમનાં પ્રિયપત્ની તરફથી મળશે તે ખુલ્લી રીતે જાહેર કર્યું છે. રાજમાતા રાણી મેરી પોતાની ફરજો બજાવી પતિને સંતુષ્ટ કરશે એ નિઃસંદેહ છે.

પોતાની માતા ડચેસ–આવ–ટેકના તરફથી ગરીબ લોકોને દુઃખમાં મદદ કરવી, અને તેમની જિંદગી બને તેટલી સુધારવી એ શિક્ષણ તેમને નાનપણથી મળ્યું છે. બાલ્યાવસ્થાથી દુઃખીઓના દુઃખ નિવારણ કરવાની સઘળી યોજનામાં આદર થતો, અને પાર્લામેન્ટમાં એવા જે સવાલો ચર્ચાતા તે લક્ષપૂર્વક વાંચતાં. વિદ્યા પણ સારી પ્રાપ્ત કરી છે. અંગ્રેજી ઉપરાંત ઇટાલીઅન, જર્મન, ફ્રેંચ ભાષાનું સારૂં જ્ઞાન છે. લગ્ન થયા પહેલાં ટેનિસન, કારલાઇલ, એમરસન, અને જયોર્જ ઇલીઅટના ગ્રંથ વાંચતાં; અને આ લેખકોનાં પુસ્તકો એમને ઘણાં પ્રિય છે. વાંચ્યા વગરનો દિવસ જવા દેવો નહિ એવું એમનું સિદ્ધાંત સૂત્ર છે; અને વિદ્યા તરફ અભિરૂચિ છે, તે છતાં ગૃહકાર્યમાં તેટલાંજ તત્પર રહે છે. એક વખતે કેટલીક સ્ત્રીઓ સાથે વાર્તાલાપ થતો હતો, તે વખતે વચ્ચે ઉઠયાં અને બોલ્યાં. "હું મોજાં ગુંથવાને લઇ આવું, આપણે વાતોએ કરીશું, ને મારાં મોજાંએ ગુંથાશે. આપણે ઘણું કામ કરવાનું છે, માટે આળસ રાખવું એ ખોટું છે." પોતાના નવરાશના વખતમાં ગરીબોને માટે કપડાં, મોજા, વગેરે તૈયાર કરતાં, અને જ્યાં દુઃખી માણસો માલમ પડે, ત્યાં તે મોકલી આપતાં. ગૃહિણી તરીકે પોતાનું ગૃહજીવન સારી રીતે ચલાવે છે, અને તેમાં કેવી સૂક્ષ્મ નજરથી કામ લે છે તે નીચેનાં દૃષ્ટાન્તપરથી માલમ પડશે, એક વખતે એક કપડાં તૈયાર કરનારની પાસે ખરચનો અડસટ્ટો કરાવેલો; પણ કપડાં તૈયાર કરી લાવ્યો, ત્યારે કિંમત વધારી. શહેનશાહ બાનુએ હિસાબ તો ચૂકવી આપ્યો, પણ ત્યારપછી તેને ફરી એ કામ સોંપ્યું નથી. પોતે તદ્દન સાદાંજ કપડાં પહેરે છે. માતા તરીકે પોતાના પુત્ર અને પુત્રીઓની કેળવણી ઉપર સારી

દેખરેખ રાખે છે. આત્મસંયમ, અને નિઃસ્વાર્થ જીવનના નિયમો તેમના મનપર સારી રીતે ઠસાવે છે; અને સ્વાશ્રયનો ગુણ ખીલવે છે. આ સદ્દગુણો મહાન્ રાજ્યની રાણી તરીકે તેમનામાં દીપી નીકળશે.

આપણા શહેનશાહ અને શહેનશાહ બાનુના રાજ્યાભિષેકની ક્રિયા ૨૨મી જુન૧૯૧૧ ને રોજ મોટી ધામધુમથી: કરવામાં આવી હતી. યુરોપના ઘણા રાજકુંવરો, સંસ્થાનોના પ્રતિનિધિઓ, અને હિંદુસ્થાનના મોટા રાજવંશીઓએ એ સમારંભમાં ભાગ લીધો હતો. હિંદુસ્થાનમાં તેમજ બ્રિટિશ રાજ્યના સર્વ દેશોમાં એ, દિન આનંદથી ઉજવાયો હતો. આપણા દેશમાં તેઓ ડિસેંબર માસમાં રાજ્યાભિષેકની ક્રિયા પ્રસંગે પધારવાના છે; અને એ દિવસ આનંદથી પસાર થશે એવી પ્રભુ પ્રતિ પ્રાર્થના છે.

## પ્રકરણ ૬,

## ચારિત્ર.

આપણે નામદાર શહેનશાહના જીવનવૃતાન્તનો સંક્ષિપ્ત હેવાલ જાણ્યો છે. હવે રાજા તરીકે તેમનામાં કેવા ઉચ્ચ ગુણો છે, અને તેમનાં ખાસ લક્ષણો કયાં છે, તેનું અવલોકન કરવાની જરૂર છે. એક અંગ્રેજી કવિ કહે છે કે જે સ્થાને ઇશ્વર જેને મૂકે છે, તે સ્થાન દીપાવવાને તેનામાં તેવા ગુણો અને શક્તિ મૂકે છે. આ વિચાર સર્વાંશે ખરો છે, તે આપણા શહેનશાહના ચારિત્ર ઉપરથી સિદ્ધ થાય છે,

આ સંસારમાં મનુષ્યજાતિનું અગત્યનું અંગ ગૃહ-જીવન છે. ગૃહના વિશુદ્ધ પ્રેમની છાપ જીવનને સુખમય કરે છે, સંસાર શાન્તિથી વહે છે, અને આપણા જીવનની અસર આપણા સંબંધીઓ ઉપર થાય છે. આપણા નામદાર શહેન-શાહના સમાગમમાં જેઓ આવ્યા છે, અને જેઓને એમનો લાંબો પરિચય છે, તેઓ તેમની ગૃહજિંદગીનાં બહુ વખાણ કરે છે. 'સ્વદારસંતુષ્ટ' એ વિચાર જે સંસ્કૃત કવિઓ પ્રાચીન આર્ય રાજાઓને વિષે લખી ગયા છે, તે તેમને અક્ષરશઃ લાગુ પડે છે, પોતાની પત્ની ઉપર તેમનો ખરો પ્રેમ છે. પોતાનાં બાલકો તરફ સ્નેહાળ પિતા તરીકે તેઓ પોતાની ફરજ બજાવે છે. તેમના શિક્ષણ અને રમતગમત ઉપર દેખરેખ રાખે છે, અને ગમે તેવા રાજ્યકાર્યમાં ગુંથાયા હોય તોપણ ગમે તેમ કરી એકાદ કલાક કાઢી બાલકોની જોડે વખત ગાળે છે. તેમનો પણ આવા પ્રેમી પિતા ઉપર માતા કરતાં પણ અધિક ભાવ થાય તેમાં નવાઈ જેવું નથી.

પોતાનાં પિતામાતા તરફ ભક્તિ અને પૂજ્ય ભાવ અસલથી છે, તેવાંજ રહ્યાં છે; અને પિતૃમરણ સમયે આન્તર લાગણી કેવી હતી, તે તેમના મૃત્યુના સમાચાર હૃદયવેધક લાગણીમાં જાહેર કર્યા, તેજ દર્શાવી આપે છે. આવી પિતૃભ-ક્તિના દૃષ્ટાન્તો અનેક છે, તોપણ એકાદ બે અત્ર જણાવવા જેવાં લાગે છે. એક સમયે અમેરિકાના કરોડપતિ મિ. કાર્નેગી સાથે સમાગમ થયો, તે વખતે આપણા શહેનશાહ પ્રિન્સ-ઑવ્-વેલ્સ હતા. વાતચિતના પ્રસંગમાં પ્રજાસત્તાક રાજ્યના અધ્યક્ષ વખતોવખત બદલાય છે, તેથી પ્રજાને તેના વિચાર તથા કાર્ય વિષે નિશ્ચય પૂર્વક માહીતી મળતી નથી; પણ જ્યાં રાજાનું રાજ છે, ત્યાં પ્રજા રાજાના ગુણોથી જાણીતી હોય છે. આવા

વિચાર તેમણે રાજાસત્તાક રાજ્યની તરફેણમાં જણાવ્યા. આ ઉપરથી મિ કાર્નેગીએ પ્રત્યુત્તર વાળતાં કહ્યું કે સાડમ જ્યૉર્જ વૉશિંગ્ટનથી તે અત્યાર સુધીના અધ્યક્ષોના ચરિત્રો જોશો, અને સમકાલીન અંગ્રેજી રાજાઓનાં ચરિત્રો જોશો, તો માલમ પડશે કે પ્રજાસત્તાક રાજ્યથી અમેરિકાને નુકસાન થયું નથી, અને તેના અધ્યક્ષો વધારે સારા નીવડયા છે. શહેનશાહે જવાબ આપ્યો, "જો તમે મારા પિતાને બાદ કરો તો હું તમારા મતને મળતો થાઉં." શહેનશાહ પોતે શાન્ત પ્રકૃતિના છે, અને રમત ગમતમાં ઝાઝો આગળ પડતો ભાગ લેતા નથી, તોપણ તેમના પિતાશ્રીએ સરતના ઘોડાઓનું ખાતું તેમને સોંપ્યું, તો તે બંધ કરવાને બદલે પોતે ચાલુ રાખવાનો વિચાર કર્યો. આથી કેટલાક માણસોએ તેમનાપર સખત આક્ષેપ કર્યો છે. તેની દરકાર ન કરતાં પોતાના પિતાની ઇચ્છા પ્રમાણે ચાલવું એ પુત્ર ધર્મ છે એમ જાણીને તે કાયમ રાખ્યું છે. એ ઉપરાંત પોતાની પ્રજાનો મોટો ભાગ સમયાનુસાર થતી સરતમાં આનંદ માને છે, તે પ્રજાના મોટા ભાગની લાગણી પોતે વિરૂદ્ધ પગલું ભરે તો દુઃખી થાય, એ વાત પણ એમના ધ્યાનમાં હોવી જોઈએ. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે પોતાના પિતાની ઈચ્છાનુસાર ચાલવું, તથા પ્રજાની પ્રીતિસંપાદન કરવા તરફ લક્ષ રાખવું, એ તેમની હૃદયભાવના છે.

મહારાણી વિક્ટોરિઆ પોતાની પ્રજાના સુખને વાસ્તે કેટલી બધી સંભાળ લેતાં તે સુવિદિત છે. પોતાના બહોળા રાજ્યમાં કાંઈ પણ વિપત્તિ અથવા દુઃખ આવી પડે, તો દુઃખીઓ તરફ દીલસોજી દર્શાવવા અને પોતાનાથી બની શકે એટલી પીડા ઓછી કરવાને પ્રયત્ન કરતાં. પોતાના અમલદા-

રોને પ્રજાની પ્રીતિ પ્રાપ્ત કરવા, અને નરમાશથી કામ લેવા સૂચના આપતા. આવી ઉદાર લાગણીનાં દૃષ્ટાંતો અનેક છે. જ્યારે બોર અને બ્રિટન વચ્ચે લડાઇ ચાલતી હતી (૧૮૯૮-૯૯), તે વખતે પરાજયના સમાચાર સાંભળતાં, અને ઘણા આઇરિશ સિપાઇઓ મરી ગયા તે જાણતા તેઓ ગદ્ગદ્ કંઠે બોલ્યાં "અરે મારા બહાદુર આઇરિશ સિપાઇઓ!" પ્રતાપી મહારાજા એડવર્ડ પણ પોતાની પૂજ્ય માતાને પગલે ચાલી પ્રજાની પ્રીતિ કાયમ રાખવાને શક્તિમાન્ થયા હતા. જ્યારે તેમના રાજ્યાભિષેક વખતે તેમને અણુચિંતી માંદગી આવી પડી. ત્યારે પ્રજાને નાસીપાસ ન કરવાના હેતુથી ગમે તેમ થાય તોપણ રાજ્યાભિષેકની ક્રિયા કરાવવાનો આગ્રહ કર્યો. પણ જ્યારે ડાકટરોએ કહ્યું કે તે બની શકે એમ નથી, ત્યારેજ વિચાર ફેરવ્યો અને બોલ્યા, "શું મારી પ્રજા મને આ વાસ્તે કદી પણ માફી આપશે." જ્યાં પ્રજા તરફ પ્રેમનાં આવાં દૃષ્ટાંતો પ્રતિદિન નજરે પડતાં હોય, ત્યાં કુટુંબના સર્વ માણસોમાં આવી ભાવના દૃઢ થયા વિના રહે નહિ. આપણા શહેનશાહમાં પણ આ ગુણ નાનપણથી જોવામાં આવ્યો છે. પોતાની લાંબી મુસાફરીમાં, સંસ્થાનોમાં તેમજ હિંદમાં, પ્રજાનો ભાવ સંપૂર્ણ સમજવામાં તેઓ તત્પર રહેતા. પ્રવાસમાંથી પાછા ફરતા જે જાહેર માન તેમને આપવામાં આવતું, તે પ્રસંગે પ્રજાની આંતર લાગણી જે જુસ્સાથી પ્રજા જાહેર કરે તે કરતાં અધિક ગૌરવથી પોતે જાહેર કરતા. પોતાના પિતા તરફ જે લોકલાગણી તેમના મરણ સમયે ઉભરાઈ આવી, અને તેમના મૃત શરીરને છેવટનું માન આપવાની જે ઉત્કંઠા થઈ, તે તૃપ્ત કરવાને તેમના મૃત શરીરને રાજમહેલમાં ન રાખતાં,

વેસ્ટમિનિસ્ટરના દિવાનખાનામાં રાખવાની યોજના કરી; જેથી પ્રજાને મોટો ભાગ તેમનાં દર્શન કરી આશ્વાસન પામ્યો. આ પગલું ભરવાનું માન આપણા શહેનશાહનેજ ઘટે છે. તે ઉપરાંત પિતૃ-મરણના શોકનો સમય લંબાવાથી કારખાનામાં કામ કરતા મજુરોને ખમવું પડે, તેથી તે ઓછો કર્યો, તથા રમતગમતમાં સાધનો બંધ પડી જવાથી ગરીબ લોકોને કમાવાનાં સાધનમાં હરકત પડે, તેથી નાટકશાળાઓ ચલાવવા દેવાની આજ્ઞા કરી. પોતાની કેથોલિક પ્રજાની લાગણી બાદશાહી ઢંઢેરામાંના કંઇકભાગથી દુઃખાય એમ છે, એવું માલમ પડવાથી પોતાના ઢંઢેરામાંથી તે ભાગ કાઢી નાખવા દૃઢ ઇચ્છા દર્શાવી; અને તેનો અમલ તે પ્રમાણે થયો. તેમજ વ્હાઇટહેવનમાં ખાણમાં અકસ્માત્ થવાથી જે માણસો માર્યા ગયા, તેમના કુટુંબ તરફ દીલસોજી દર્શાવી; તે તાત્કાલિક તેમજ માયાળુ હતી. દરદીઓની સારવાર કરવાના કામમાં પોતાનું આખું જીવન અર્પણ કરનાર મિસફ્લોરેન્સ નાઇટીંગેલને જન્મ દિવસે અભિનંદન પત્ર મોકલ્યો, તે સૂચવે છે કે પ્રજાની ગમે તેવી સ્થિતિનો માણસ જનહિતને માટે જે શ્રમ લે છે, તે તેમની નજર બહાર નથી, અને સમય આવે ત્યારે તેની પિછાન્ કર-વામાં તત્પર રહે છે. એવું કહેવાય છે કે હિંદના પ્રવાસમાં એક વખતે હૈદરઅલ્લીની કબર જોવા જતાં શ્રીરંગપટ્ટનના રસ્તામાં બાદશાહી ગાડીની આગળ ચાલતા માણસોની ટુકડી-ઓમાંનો એક બાઇસિકલપરથી પડી ગયો, અને તેના પગને સખત ઇજા થઇ. તરતજ શહેનશાહ ગાડીમાંથી ઉતર્યા, અને પોતાની સમક્ષ સૂચના પ્રમાણે ઇજા થએલા ભાગ ઉપર પાટો બંધાવ્યો. આથી લોકોના મનપર ઘણી સારી અસર થઈ,

ટુકડીના માણસો બોલ્યા, " આપણો ભાઈબંધ નસીબદાર છે, કે શાહજાદાએ તેના ઉપર આવી મહેરબાની કરી." એક બ્રિટિશ અમલદારે કહ્યું કે ભવિષ્યમાં આ ટુકડી " શાહજાદાની ટુકડી " તરીકે ઓળખાશે. હિંદુસ્થાનમાં આવતા ડિસેંબર માસમાં રાજ્યાભિષેકની ક્રિયા વાસ્તે પધારવાના છે તે વખતે જુદાંજુદાં મંડળો તરફથી માનપત્ર આપવાની ગોઠવણ થઈ છે. તેના સંબધમાં તેઓએ પોતાની ઈચ્છા દર્શાવી છે કે માનપત્ર દાબડાઓમાં ઝાઝો પૈસો ન ખરચતાં ખરચવા ધારેલી રકમ કોઈ ધાર્મિક સંસ્થામાં રોકવી. આ થોડાં જાણીતાં દૃષ્ટાંતો આપણા શહેનશાહની પ્રજા તરફ કેવી લાગણી છે, તે સારી રીતે બતાવી આપે છે.

મનુષ્ય જાતિનું વિશેષ લક્ષણ ધર્મ છે. ધર્મ વિનાના માણસો પશુ સમાન ગણાય છે. જે પ્રજામાં ધર્મભાવના ઉંચા પ્રકારની હોય છે, તે પ્રજાનું જીવન સુખી હોય છે. આપણા શહેનશાહમાં ધર્મભાવનાનાં બીજ બાલપણથી રોપાયાં હતાં. દેવલમાં નિયમિત જવાની ટેવનો ભંગ ગમે તેવે પ્રસંગે પણ બનતા લગણ થવા દીધો નથી. એક વખતે " થ્રશ " નામના વહાણ ઉપર તેમને પાદરીનું કામ કરવું પડયું હતું. રવિવારે પ્રાતઃકાલમાં કરવાની પ્રાર્થના તેઓ આગલે દિને સાંજે બરોબર તૈયાર કરી જતા, અને બીજે દિને સવારમાં વહાણ ઉપર પાદરીની માફક પ્રાર્થના કરતા; અને સાંજે બંદરે હોય, તો દેવલમાં જતા. પોતાના લાંબા પ્રવાસમાં રવિવારે કાંઇપણ કામ ન કરતાં આરામ અને ભક્તિમાં આખો દિન ગાળતા; અને ધર્મના નિયમો યથાર્થ પાળવામાં

જરા ચૂકતા નહિ. એક સમયે હિંદુસ્થાનમાંની બ્રિટિશ પ્રજાને ધર્મભાવના દૃઢ રાખવાનો ઉપદેશ આપતાં પોતે બોલ્યા “ અહીં તમે દુનીઆમાં સૌથી ઉત્તમ આધ્યાત્મિક લાગણી ધરાવનારા લોકો ઉપર રાજ્ય કરો છો; અને તમારા પોતાના ધર્મ તરફ જે સામાન્ય માનની ભાવના રાખવી જોઇએ, તે રાખવાની તમે સંભાળ રાખતા નથી. ”

આપણા શહેનશાહ જેમ પોશાકમાં સાદાઈ રાખે છે, તેમ ગૃહજીવનમાં પણ તેટલીજ સાદાઇ રાખે છે. ભભકો અને ઠાઠ-માઠ તેમને પ્રિય નથી, અને અગર જો કે તેમની પદવીને યોગ્ય માનપાન મળે, અને ધામધુમ કરવામાં આવે, તેમાં તેમને ભાગ લેવો પડે છે, તોપણ જ્યારે એવા પ્રસંગોમાંથી મુક્ત થાય છે, ત્યારે તેમનો સ્વાભાવિક આનંદ બહાર પ્રગટી નીકળે છે. કેનેડાના પ્રવાસમાંના એક બનાવનું વર્ણન કરતાં ત્યાંના જાણીતા પત્રમાં એક લેખક નીચે પ્રમાણે લખે છેઃ—

“ આપણા રાજા વિષે જે હકીકત પ્રત્યેક પ્રેક્ષકની નજરમાં આવે છે, તે એ છે કે એમનું મન પ્રજાપક્ષ તરફ વળે છે. એમને ઠાઠમાઠની જરાએ અભિલાષા નથી, અને તેમની મુસાફરી દરમિયાન જે પ્રસંગે તેમને ખરેખરો આનંદ થયો હતો, તે પ્રસંગ વિવેકના આડમ્બરથી નિરાળા હતા. વળી બ્રિટિશ કોલમ્બીઆના પર્વતોમાં મુસાફરી કરતી વખતે સૃષ્ટિ સૌન્દર્ય નિહાળવાના હેતુથી એનજીનના માણસો સાથે એનજીનમાં બેસી પોતાનો ઘણો વખત ગાળ્યો હતો. કિવબેકની મુલાકાત વખતે લોકોના સંગમાં આવવાની અને વિવેકની આદર કાંઈક

ન્યૂન કરવાની તીવ્ર ઇચ્છા દર્શાવી." પોતાના પ્રવાસ દરમિયાન જ્યાં જ્યાં જતા, ત્યાં ત્યાં ગામડાઓમાં અથવા શિકારના પ્રસંગમાં સર્વની જોડે ભળી જતા, અને પોતાનું વર્તન એવું રાખતા કે બીજાઓ ખંચાય નહિ. આવા નિરભિમાનપણાની અસર સમાગમમાં આવતા સર્વ જનો પર બહુ સારી થતી. સરળ હૃદય અને નિખાલસપણું એ એમની વાણીમાં થતી વાતચિતમાં સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. દાખલા તરીકે રૂશિઆ તરફની રાજનીતિ, જે બ્રિટિશ લોકોની પરરાજ્ય સાથેની નીતિનો એક પાયો છે, તે તેમણે એક પ્રસંગે ખુલ્લી રીતે વખોડી કાઢી હતી. જ્યારે ફ્રાંસ અને ઇંગ્લંડ વચ્ચેનો સંબંધ હાલના જેવો માયાળુ ન હતો, ત્યારેપણ એક ભાષણમાં સુવેઝની નહેર તૈયાર કરવામાં ફ્રેંચ પ્રજાએ જે બુદ્ધિબળ બતાવ્યું હતું, તેની પ્રશંસા કરી હતી. આ ટીકાને ઇંગ્લંડમાં સારો આવકાર મળ્યો ન હતો; પણ ફ્રેંચ પ્રજાની લાગણી ઇંગ્લંડ તરફ વિશેષ થઇ. હિંદુસ્થાનના રાજ્યતંત્રમાં પ્રજા તરફ અધિક દીલસોજીથી વર્ત્તવાનો સિદ્ધાંત દાખલ કરવાનો રાજ્યાધિકારીઓને બોધ આપ્યો હતો.

આ મહાન્ ગુણોને અંગે બીજા ઘણા ગુણો આપણા શહેનશાહમાં છે. દરેક કામ નિયમિત વખતે કરવાની ટેવ, જ્યારથી તેમની કેળવણી શરૂ થઈ, ત્યારથી પાડવામાં આવી છે. જે વખત અમુક કાર્યને વાસ્તે મુકરર કર્યો હોય તેજ વખતે તે કાર્ય કરે છે. બનતા લગણ કાર્ય-ક્રમ તોડતા નથી. દાખલા તરીકે હિંદુસ્થાનના આખા પ્રવાસમાં માત્ર એકજ વાર શિથિલ પ્રકૃતિને લીધે ડાકટરની સલાહથી એમને માન આપવાના ખાનામાં પોતાથી હાજર થવાયું ન હતું. એક

વર્તમાનપત્રનો અધિપતિ જે તેમની સાથે પ્રવાસમાં હતો. તેણે પારિસના એક પત્રમાં હેવાલ લખતાં જણાવ્યું કે, દરેક વસ્તુ જાતે જોવી, દરેક વસ્તુનો અભ્યાસ કરવો, અને તે યથાર્થ સમજવી, એ તેમનાં ખાસ લક્ષણો છે. જાહેર સવાલોનો બારીકીથી અભ્યાસ કરે છે, પ્રધાનોને પોતાના વિચારો ખુલ્લી રીતે દર્શાવે છે, અને તેમના તરફથી તેવી સરળતાની આશા રાખે છે. ઉદ્યોગ અને કાર્ય–દક્ષતા તેમના દરેક કામમાં જોવામાં આવે છે, વાણી અને વર્તન વિનયથી ભરેલાં અને સરળતાવાળાં છે. વાતચિતના પ્રસંગમાં જે વિષય ઉપર ચર્ચા થતી હોય, તેજ ઉપર વિચાર જણાવે છે, અને પોતાના ચિતાની માફક વિષયાન્તર થવા દેતા નથી. જે જે રોજ કરે છે, અને જે જે વિચારો આવે છે તેની દરરોજ નોંધ લે છે. સત્ય બોલવાથી નુકસાન થતું હોય, તોપણ તે કરવામાં આચકો ખાતા નથી. આ ગુણ તેમનામાં નાનપણથીજ છે. જ્યારે બાર વરસની ઉમરે "બ્રિટેનિઆ" બારકસ ઉપર દરિઆઇ તાલીમ લેતા હતા ત્યારે એક પ્રસંગે કંઇક તિખલ કરેલું. પણ એ વાસ્તે કોઇક સોબતીને ઠપકો મળ્યો છે, એ તેમના જાણવામાં આવ્યું કે તરતજ જાતે જઈ એ ગુનો કબુલ કર્યો હતો. આવા દૃષ્ટાંતો રોજનીશીમાંથી તેમજ જાહેર ભાષણોમાંથી સહેલાઇથી ચુંટી કઢાય.

આ હૃદયના ઉંચા ગુણો ઉપરાંત, માનસિક ગુણો પણ તેવાજ મહત્વના છે. બુદ્ધિ ઉંચા સંસ્કારવાળી છે; જેથી સ્વરાજ્યના તેમજ પરદેશીરાજ્યો જેની સાથે ઇંગ્લંડને સંબંધ છે, તેના જાહેર સવાલોનો સારો અભ્યાસ કર્યો છે, અને ચાલતા બનાવોનું સૂક્ષ્મ અવલોકન કરે છે. કલ્પના શક્તિ તીવ્ર છે, જેથી

જે વસ્તુ જુએ છે, તેનું આબેહુબ વર્ણન કરી શકે છે. તેઓ છટાથી બોલે છે, અને જે કહેવાનું હોય તે જરાપણ ડોળ વિના સરળહૃદયથી સાંભળનારના મનને ખાત્રી કરે એવી રીતે જણાવે છે. રાજદ્વારી બાબતમાં કોઇપણ પક્ષ તરફ ઢળી જતા નથી. એમના ખાસ સોબતીઓ 'ટોરી' છે, તેથી કેટલાકનું એવું ધારવું છે કે તેઓ 'ટોરી' પક્ષ તરફ વળશે, પણ પ્રસંગોપાત જે વિચારો દર્શાવે છે, તે ઉપરથી ઉદારનીતિ ગ્રહણ કરશે, એવું અનુમાન થાય છે. પોતાના પ્રતિસ્પર્ધી તરફ વેરભાવ રાખતા નથી. એક સાંજે વાતચિતમાં પ્રધાનને જણાવ્યું કે સંસ્થાનના અમુક શહેરોમાં એક ચીથરીયું પત્ર પ્રગટ થાય છે, તેણે રાજકુટુંબની વિરૂદ્ધ ઘણા હલકા લેખો લખ્યા છે, પણ મેં તે સર્વ વાંચ્યા છે અને તેમને સંગ્રહી રાખ્યા છે. પ્રધાને પત્ર દાબી દેવાની સૂચના કરી, પણ તે ન સ્વીકારતાં બોલ્યા કે એથી ઉલટા તેઓ પ્રસિદ્ધિમાં આવશે.

આ સ્થળે જે જે મહાપુરુષો અને લેખકો એમના અંગત સમાગમમાં આવ્યા છે, તેમના વિચારો ટાંકી લેવા જેવા છે. ઇંગ્લંડના ઉદારપક્ષના પ્રસિદ્ધ પ્રધાન મરહુમ મિ. ગ્લેડસ્ટને એમના લગ્નના શુભ પ્રસંગે આમની સભામાં નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે " આપણી પ્રજાનો ખાસ ગણાતો દરિઆઈ જિંદગીનો ઉદ્યોગ જે ખરાભાવથી તેમણે સ્વીકાર્યો છે તેની, તેમજ તેમની ઉંચી બુદ્ધિ, અને આનંદી નિષ્કપટી ને માયાળુ સ્વભાવની, આપણે કદર પીછાનીએ છીએ, અને તેથી એમની તરફ પ્રેમભાવ ધરાવીએ છીએ. " તે ઉપરાંત માજી પ્રધાન લૉર્ડ રોઝબરી જેઓ એમના સમાગમમાં

સારી પેઠે આવ્યા છે, તેઓ કહે છે કે "આપણા શહેનશાહે પવિત્ર, તનદુરસ્ત, અને મિતાહારી જીવન ગાળ્યું છે. તેઓ એક પત્નીનિષ્ઠ પતિ તથા કુટુંબવત્સળ પિતા છે. ગૃહજીવનના આવા સદ્‌ગુણો જે આ દેશને પ્રિય છે, તે તેમના અમલમાં દીપી નીકળશે." 'રિવ્યુ–ઑવ્–રીવ્યુ'ના અધિપતિ મિ. સ્ટેડ, જેઓ ભલાભૂપનું રાખે એવા નથી, તેઓ લખે છે કે "હું ખાત્રી પૂર્વક કહું છું કે ઇંગ્લંડના રાજ્યાસન ઉપર એવો કોઇ પણ રાજા વિરાજ્યો નથી કે જેણે જાહેર ફરજનો ઉચ્ચતર આશય, અથવા પરમાત્મા ઉપર વધારે દીનતા ભરેલી અધીનતા દર્શાવી હોય."

હવે સામાન્ય પ્રશ્ન એ ઉઠે છે કે ગુંચવણ ભરેલો રાજદ્વારી મામલો હાલ રાજ્યમાં ઉભો થયો છે, તેવે સમયે રાજ્યનોકાનું સુકાન યુક્તિથી દોરી, શાન્તિ બંદરમાં આપણા શહેનશાહ તેને સહીસલામત લઇ જશે? લાંબા પ્રયાસના અનુભવથી તથા ઉંડો અભ્યાસ રાજદ્વારી સવાલોનો કર્યો છે, અને અનુભવી સલાહકારો છે, તે ઉપરથી આશા રાખી શકાય કે તેઓ વિજયી નીવડશે. દીર્ઘ દૃષ્ટિવાળા રાજદ્વારી પુરુષો એમ પણ કહે છે કે જેમ "શાન્તિદાતા" એડવર્ડે પરરાજ્યો સાથે ઇંગ્લંડનો સંબંધ નિકટ કર્યો છે, તેમ તેમના પુત્ર પોતાના રાજ્યની શાન્તિ જાળવવા પ્રયત્ન કરશે, અને સમયોચિત રાજ્યનીતિથી બ્રિટિશ શહેનશાહતના જુદા જુદા ભાગોને ઇંગ્લંડ તરફ વધારે પ્રેમની લાગણીથી જોડશે. આવી શુભેચ્છા ફલીભૂત થાય એવી આશા રાખી શકાય છે.

## પ્રકરણ ૭.

## બ્રિટિશરાજ્યના ફાયદા.

નાની શરૂઆતમાંથી કેવા મહાન્ પરિણામો ઉદ્ભવે છે, તે બ્રિટિશ લોકોના હિંદુસ્થાનના રાજવહીવટથી માલમ પડી આવે છે. એક વ્યાપારી મંડલ ધીરે ધીરે રાજસત્તા પ્રાપ્ત કરે, અને એક મોટા દેશની રાજ વ્યવસ્થા કરે એ કાંઈ જેવું તેવું કાર્ય નથી. એ વિષે વિસ્તારથી વિવેચન ન કરતાં એ રાજ્યથી આ દેશને શા શા ફાયદા થયા છે તે સંક્ષેપમાં જણાવવા જોઇએ.

બ્રિટિશ લોકોનું આ દેશમાં આગમન થયું ત્યારે મોગલ રાજ્યનો સૂર્ય પૂર્ણકળાએ હતો. પણ ધીમે ધીમે મહાન્ અકબરની રાજનીતિ તેમના આનુયાયીઓ છોડતા ગયા, તેમ તેશની અવસ્થા છિન્ન ભિન્ન થવા માંડી. સુબાઓ સ્વતંત્ર થયા, અને કેટલીક લડાયક જાતોના સરદારોએ નાનાં રાજ્યો સ્થાપ્યાં. યુરોપીઅન પ્રજાઓ વ્યાપારની સાથે રાજકાર્યમાં ભાગ લેવા લાગી. અંતે અંગ્રેજો વિજયી નીવડયા. પ્રથમ દેશની સુલેહ જાળવવાના હેતુથી જુદાં જુદાં દેશી રાજ્યો સાથે વિગ્રહમાં ઉતરવાની જરૂર પડી. પોતાનું આધિપત્ય સ્થાપી દેશી રાજાઓ સાથે કોલકરાર કરીને તેમને રક્ષિત રાજાઓ બનાવ્યા. ઇ. સ. ૧૮૫૮ માં બ્રિટિશ રાજ્યની સત્તા હિંદુસ્થાન ઉપર જાહેર થઇ; ત્યારથી તે અત્યાર સુધીનો સમય ધ્યાનમાં લઇએ તો વિગ્રહો ઓછા થઇ ગયા છે; દેશમાં શાંતિ પ્રસરી છે, અને સરકાર સુધારાવધારાના કાર્યપર લક્ષ આપે છે.

દેશના સુધારામાં શાંતિને અગ્રસ્થાન આપવામાં આવે છે. તેને પગલે ઘણી જાતની સુસંસ્થાઓ ઉભી થાય છે. પ્રથમ તો દેશના જુદા જુદા ભાગો જોડે સંબંધ કરવાને તેમને સારા રસ્તાઓથી જોડવાની જરૂર જણાઈ. તેની સાથે ધીમે ધીમે રેલવે પણ બંધાઇ. ઈ. સ. ૧૮૫૭ માં હિંદુસ્થાનની સરકારે ૩૦૦ માઈલની રેલવે ખોલી હતી, જેની મારફતે એક વર્ષમાં ૨૦ લાખ ઉતારૂઓ અને ૨૫૩૦૦૦ ટન માલની આવજા થઈ હતી. હવે ૧૯૦૯ ની ૧ લી એપ્રીલે ૩૦૯૮૩ માઇલની રેલવે હતી, અને તેઓ એક વર્ષમાં ૩૩ કરોડ ઉતારૂઓ અને ૬,૪૦,૦૦,૦૦૦ ટન માલને, જુદા જુદા ભાગોમાં લઈ ગઇ હતી. આ રેલવેની નોકરીમાં ૫૨૫૦૦૦ માણસો કામે લાગેલાં છે, જેમાંના ૫૦૮૦૦૦ કરતાં અધિક સંખ્યા હિંદુસ્થાનના વતનીઓની છે. અગર જો કે હિંદુસ્થાનની સરકારનો રીવાજ જાહેર મકાનો ઉપર પૈસા ઝાઝા ખરચવાનો નથી, તોપણ અગત્યના સ્થાનોએ એ ખાતાં ઉપર સારી રકમ ખરચવામાં આવી છે. આખા હિંદુસ્થાનમાં સઘળે ઠેકાણે લશ્કરને માટે સગવડવાળાં મથકો બાંધવામાં આવ્યાં છે. તુરંગો પણ નવી ઢબની બનાવવામાં આવી છે. હિંદુસ્થાનને કિનારે દીવાદાંડીઓ ઉભી કરવામાં આવેલી છે, અને સંખ્યાબંધ ન્યાયની અદાલતોનાં મકાનો, કચેરીઓ, દવાખાનાંઓ, પોલિસનાં થાણુંઓ, અને શાળાનાં મકાનો ચણાવ્યાં છે. તે ઉપરાંત હિંદુસ્થાનનાં મોટાં શહેરોમાં પ્રાચીન અને ભવ્ય મકાનોની સભાળ રાખવામાં આવે છે, અને તેમની મરામત થાય છે. વળી ખેતીનો વધારો કરાવાને મોટી મોટી નદીઓમાંથી નહેરો કાઢેલી છે; તેણે ૧૯૦૬–૭ ના વરસમાં ૨,૨૨,૨૫,૦૦૦ એકરને પાણી પૂરૂં પાડયું હતું. જાહેર બાંધકામ ખાતાનાં આ કામો ઉપરાંત પ્રજાની સવડનાં

બીજાં ઘણાં કામો થયાં છે. ટપાલખાતાંથી ઘણીજ જુજ કિંમતે પત્રો દેશના એક છેડેથી બીજે છેડે મોકલી શકાય છે. અગત્યના સંદેશા ઘણાજ ટુંક સમયમાં મોકલી આપવાને વિદ્યુતને પણ કામમાં લીધી છે. વળી શહેરમાં જુદા જુદા ભાગોમાં ઝડપથી ખબર કરવા સારૂ ટેલીફોન પણ દાખલ કર્યો છે. રાજ્યનો ખરો આધાર પ્રજાની કેળવણીના ઉપર છે. આગલા સમયમાં કેળવણીનો લાભ ઘણા થોડાને મળતો. પણ બ્રિટિશ સરકારે ૧૮૫૪ ના વર્ષ પછી કેળવણીની રાજનીતિ જાહેર કરી છે, અને ત્યારપછી કેળવણીમાં ઘણો વધારો થયો છે. એ વધારો કેટલો થયો છે તે ખાતાંઓ અને વિદ્યાર્થીઓની સંખ્યા અને ખરચના આંકડા ઉપરથી માલમ પડશે. ઇ. સ. ૧૯૦૭ માં ૧૭૯ કૉલેજો, ૧૬૫૫૭૩ શાળાઓ હતી; જેનો અનુક્રમે ૨૬૦૦૦ અને ૫૭૦૮૦૦૦ વિદ્યાર્થીઓએ લાભ લીધો હતો. તે પાછળ કુલ ખરચ ૪૮,૫૦૦,૦૦૦ રૂ. થયો હતો. ધર્મની બાબતમાં સર્વને અનુકુળ પડે તે ધર્મ પાળવાની છુટ છે; અને ચોકસ કારણો સિવાય ધર્મની બાબતમાં સરકાર આડે આવતી નથી. ન્યાય આપવાને વાસ્તે ન્યાયાસનોની યોજના મોટા મોટા શહેરોમાં તેમજ તાલુકાના મુખ્ય ગામોમાં કરવામાં આવી છે. સરકારના ધારામંડળ તરફથી કાયદાઓ રચાય છે, અને સમયને અનુસરતા ફેરફારો કરવામાં આવે છે. દેશની સુલેહ જાળવવા સારૂ પોલિસખાતું સારા પાયાપર મૂક્યું છે, અને કેળવાયલા માણસોને દાખલ કરીને તેની ખામીઓ દૂર કરવાને બનતા પ્રયત્નો સરકાર કરે છે.

લોક સુખાકારી વાસ્તે દવાખાનાંઓ મુખ્ય શહેરોમાં ખોલવામાં આવ્યાં છે; જેનો લાભ ગરીબ લોકો લે છે. આ

રોગ્ય સાચવવા સારૂ, શહેરોમાં સુધરાઈ ખાતાંઓની વ્યવસ્થા કરી છે, જે પ્રજાની સુખકારી ઉપર દેખરેખ રાખે છે; અને જનસુખાકારીની મોટી યોજના જે કોઇ મોટી મ્યુનિસિપાલીટી હાથ ધરે છે, તેને સરકાર પોતાની જામીનગીરીથી નાણું લેવા દે છે, અને વખતો વખત નાણાંની મદદ પણ કરે છે. દુષ્કાલનું દુઃખ કંઈક અંશે નિવારણ કરવાને દુષ્કાલ જાહેર થતાં સરકાર તરફથી બાંધકામો ખોલવામાં આવે છે, અને તેને લગતા નિયમો ઘડી રાખેલા હોય છે. આવા સમયમાં ખેડુતોને તગાવીની મદદ આપવામાં આવે છે. સરકારી મહેસુલ લેવાનું કવચિત્ મુલતવી રાખવામાં આવે છે, અને કવચિત્ તદન માફ થાય છે. ખેડુતોને નાણાં ધીરવા પરસ્પર સહાયકારી મંડલો સરકારની દેખરેખ નીચે નીચે હાલ ઉભાં થયાં છે.

કેળવણી અને સુધારાના વધારાની સાથે સરકાર પ્રજા તત્ત્વને અધિક હક આપતી જાય છે. સરકારી નોકરીમાં દેશીઓને દાખલ કરવા જોઇએ એવી રાજનીતિ ઈ. સ. ૧૮૩૩ થી જાહેર થઈ છે. આજે દેશીઓ ઘણા મોટા હોદ્દાઓ ભોગવે છે. દેશીઓ હાઈકોર્ટના ન્યાયાસનપર વિરાજે છે, અને કેટલાકો કલેકટરના અધિકાર ઉપર પણ છે. હિંદુસ્થાન ખાતાના પ્રધાનમંડળની કચેરીમાં પણ બે દેશીઓની નીમણુક થઈ છે. તે ઉપરાંત વાઇસરૉયના તેમજ ઈલાકાના કાર્યભાર મંડલમાં એકેક દેશીને સ્થાન આપવામાં આવ્યું છે. લૉર્ડ રિપને સ્થાનિક સ્વરાજ્યનો કાયદો પ્રસાર કર્યો, ત્યારથી લોકો સ્થાનિક મ્યુનિસિપાલીટીઓમાં ભાગ લેતાં શીખ્યા છે. હાલ એ ખાતામાં પ્રજાને અધિક હક આપવામાં આવ્યા છે. સરકારની કાયદા ઘડનારી સભામાં અગાઉ સરકાર

તરફથી સભાસદો નિમાતા. ઈ. સ. ૧૮૯૨ માં કાયદામાં ફેરફાર કર્યો, અને ચુંટણીનું તત્ત્વ દાખલ કર્યું, પણ હિંદુસ્થાનના પ્રધાન લૉર્ડ મોરલીએ એ સભાઓના બંધારણમાં ઘણો મોટો ફેરફાર કર્યો છે. સભાસદોની સંખ્યા વધારી છે, અને પ્રજા તરફથી મોકલવાની સંખ્યામાં પણ વધારો થયો છે. સાથે સાથે સભાસદોને નવા હકો આપવામાં આવ્યા છે, જેથી પ્રજાની હાજતો સારી રીતે જાહેર કરી શકાય.

કેળવાયલા દેશીઓને અધિકાર અને હક સરકાર આપે છે, તેમાંજ પ્રજાનો મોટો ભાગ જે બીન કેળવાયલો છે તેના તરફ સરકારનું લક્ષ દોરાય છે. તેમને કેળવણીનો લાભ આપવાને પ્રાથમિક શાળાઓ વધારવાની યોજના ઉપર સરકાર વિચાર કરે છે. ખેતીવાડી સુધારવાને પણ બનતો પ્રયત્ન થાય છે. દેશની ગરીબાઇ વધી છે, અને ખોરાકની વસ્તુઓ દિન પ્રતિદિન મોંઘી થતી જાય છે; તેનાં કારણ શોધવાને સરકારે એક કમીટી એક મોટા દેશી અધિકારીના પ્રમુખપણા નીચે નીમી છે. એનું પરિણામ જણાયા પછી કંઇક સારી સંસ્થા સરકાર કરશે.

ઉપલી હકીકત પરથી બ્રિટિશ સરકારના રાજ્ય નીચે સુલેહ, શાન્તિ, અને સુધારાના ફાયદાઓ આપણે અનુભવીએ છીએ. એ મહાન્ પ્રજાનો આશય આપણને ઘણે સારે માર્ગે ચઢાવવાનો છે; અને જેમ જેમ બુદ્ધિ અને નીતિબળમાં આપણે આગળ વધીશું, અને આપણી લાયકાત સાબીત કરી આપીશું, તેમ તેમ આપણને અધિક સત્તા અને હક સરકાર આપશે.

એક મહાન્ ઈતિહાસ લખનાર કહે છે કે દરેક રાજ્યની સ્થિતિ નીતિબળ પર રહેલી છે. જે મહાન્ રાજ્યો પ્રાચીન કાળમાં વિખ્યાતિ પામ્યાં હતાં, તે તેનાં નીતિબળને લીધે હતાં; અને જ્યારે એ પાયો શિથિલ થયો ત્યારે તે રાજ્યોની પડતી થઈ. અંગ્રેજી પ્રજા રાજતંત્રમાં નીતિતત્ત્વને પ્રધાનપદ આપે છે." "ન્યાયપરાયણતા પ્રજાની ઉન્નતિ કરે છે." એ આખી પ્રજાનું મહાન્ સિદ્ધાંતસૂત્ર છે. મહાન્ અધિકારીઓ, વક્તાઓ, અને લેખકો રાજ્યતંત્ર નીતિબળ વધારવાના નિયમો પ્રજામાં ફેલાવે છે. એકવાર ઇંગ્લંડના લોકપ્રિય પ્રધાન આમની સભામાં બોલ્યા હતા કે "પાપની પાછળજ દુઃખ આવી પડે છે, પછી તે વહેલું આવે, ઇંગ્લંડના લોકોએ સારી પેઠે જાણવું જોઇએ કે પ્રજાની દુર્વૃત્તિ એ પ્રજાને અવનતિને માર્ગે દોરી લઈ જાય છે. આકાશ ગગડીને તૂટી પડે તોપણ આપણે તો ન્યાયપરાયણજ રહેવું જોઇએ." વિશેષ ઇંગ્લંડના મરહૂમ રાજકવિ ટેનિસને "અકબરનું સ્વપ્ન" એ નામનું નાનકડું કાવ્ય લખ્યું છે. તેમાં મહાન્ અકબરના મુખમાં પોતાની સંતતિએ પોતાનું મહાન્ કાર્ય કેવી છિન્નભિન્ન કર્યું, અને તેથી પ્રજાને શી વિપત્તિ આવી પડી તે સંબંધમાં શોકના ઉદ્ગારો મૂક્યા છે, તેની સાથે પાશ્ચાત્ય પ્રજાએ આવી આ દેશમાં સત્ય, સુલેહ, પ્રેમ, અને ન્યાયના પાયા ઉપર રાજ્યની ઇમારત ચણી છે, તે વાસ્તે પોતાનો આનંદ દર્શાવ્યો છે; અને ગમે તે હસ્તે પણ પોતાની ઇચ્છા પૂર્ણ થઇ છે તે માટે પરમાત્માનો ઉપકાર માન્યો છે. આ ચાર મહાન્ પાયાપર દરેક રાજ્ય ટકે છે, અને બ્રિટિશ સરકાર એ સિદ્ધાંત ઉપર લક્ષ આપે છે અને સર્વદા આપશે. એ મહાન્ પ્રજાના સાર્વભૌમ રાજા

પાંચમા જ્યૉર્જ હાલ આપણા ઉપર રાજ કરે છે, તેમના સમયમાં આ દેશ આબાદ થાય અને શાન્તિ સુખ ભોગવે એવી સર્વની અભિલાષા છે. એ નામદાર દીર્ઘાયુષી થાય, પ્રજાનું હિત હૃદયમાં રાખે, રાજા અને પ્રજા વચ્ચે પ્રીતિની વૃદ્ધિ કરે અને ચિરકાલ રાજ્ય ભોગવે એવી પ્રાર્થના છે. આવી મનુષ્ય વાચ્છના પૂર્ણ કરવી એ સર્વ શક્તિમાન નિયંતાના હાથમાં છે.

